# સાંકળિયૂં.







૧૨૯૭

# ખૂલાસો.



.ડવાની અગત્ય હાને સેજ ખૂલાસાનીજ અગત્ય ધરાવતો જાણી ખુલાસો કરૂં છું કે રજપૂત વીરરસ કથા કેવળ રજપૂત બળિયાં રાજ્ય .તર ન્યાયી રૂઢીથી મચેળાં યુદ્ધોનાં રૂધીર વરસતા સંગ્રહ છે. રજપૂતો માહબલિષ્ટ ખરી સ્વશૂરાતનસારૂ માહપ્રખ્યાત થયાછે. "રન ચઢ્યો પ નહી" આ તો એ શુરાળી જાતને હીંદુસ્થાનની બત્રીસ કોટી વસ્તીથી ફીરતીનો ાગ થયોછે. અને કવી ને ભાટ ને ચારણોએ એ અમુલ્ય ચાંત મનસક્તીની યોગે અમરતાની ધાતુનો ધડચો છે તે, આજ તેઓના મુગતરણીત થયલા મ- પણ ને બળની સીફારસનું સ્વરૂપ છે. તે બળવંત રજપૂત જાતની એ અને એવી ગીક માનવીની રંગોના મુરડાલ લોહુને વીજલી મેળતી, ભાગ્ય ઉલટ પુલટ કરનાર કથા મને આજ છેલાં પાંચ સાત વર્ષમાં ગુજરાત, કાઠયાવાદ, કચ્છ, ઇનદોર, ઉદેપોર વગેરેના આવનારાઓ સાથ વાતચીતનો સંબંધ અછો થવે તેઓ પાસેથી ાથના પુરાતન લખેલાં હાલહવાલ ચોપડી ચોપડા તેમજ તેઓના મોહથી અવસર સાંભળ્યાથી મલી છે.) પેહેલાં એ કથા ઉપર મારૂં લક્ષ ઠીક લાગુ નથી લાગું હતે તો આજ એવી કથાના મેં મસ મોટા પાંચથી સાત ગ્રંથ જાહેર કર્યા હતે ને તેમ કરવામાં હું ફાવતે એવો હીંગામ પણ મને અનુકુલ હતો પણ હાલ તેથી ઉલટોજ ામ મારી ઉપર ચાલુ થયાથી આ તરેહનું એક પુસ્તક હું જાહેર લાવવાને શક્તીમાન યા છું. એ ગ્રંથમાં છ મોટી કથા છે. તેમાં બીજી ને ચોથી રાજવાડાની કથા પ્રગટ કર્તાને ોની અરજ ઉપરથી મેં મીત્રાચારીમાં લખી આપી હતી.' જે આ પુસ્તકમાં તે પ્રગટ યા પછે જણાયલા જોઈતા ફેરફાર સાથ દાખલ કરીછે) અને પાંચમીના છેલાં ચાર પેજ રાજવાડાની કથામાં કાંઈ ભુલાવાથી તેના પ્રગટ કર્તાને મારેથી અપાયલાં તેમાંહે પ્રગટ થયાં હતાં, પણ તે ચાર પેજ મારી પાંચમી કથાની તમામ નવી ને સહી કથાનો ઘણોજ નીરજીવ ભાગ છે. છેલી કથા જયશિખર ચોરાની મેં એક ગુજરાતના વૃદ્ધ જોગીથી સાંભ- લેળીમાં મી૰ ભગવાનદાસની કાઠયાવાદની તવારીખમાંથી ફકત બે પત્ર જે ભુવડે જસરાજને ને જશરાજે ભૂવડને લખ્યા તે દાખલ કર્યાં છે. મને કથા જે મલી હતી તે માત્ર સારના ખોખાં હતીયો. આ મારો સાદો ખુલાશો છે.

રજપૂત વીરરસ કથા

# રજપૂત વીરરસ કથા.



## મુક્તા મોહીની.

કાઠીઆવાડનો સુરો રણજીત મુઓ તેવારે તેને કુળદીપકમાં એક અતી ટેકેલ ને શૂરા બદનનો પુત્ર હતો. ખુદરતીજ તે પોતાના પીતા સમાન નીવડશે, એ તરક થવાને કોઇને વેહેમ હતો નહી, પણ રણજીતસીંહના મરણ પછે માતાના અતી લાડે વીજસીંહ લગાર છકયો હતો. તે બાર વર્ષથીજ લડવઇઆનો ડાઠ કરતો બુઢા લાખનમલ પાસ શસ્ત્રવીદ્યા સીખતો હતો. ધનુરવીદ્યા તેની વાહલી કશરત હતી, પણ જારે તે મુર્ગ કે મીર્ગ જેવા વાછાબંદ પંખી પસુ ઉપર અજમાવવાનો હોકમ થતો, તેવારે તે કેવળ પાપાણ સમ હઠીલો થઇને ઉસ્તાદને ગણકાવતો નહી, પંદર વર્ષની ઉમરે મા પાસ જગનનાથનો રથ જોવાની રજા માંગી તો તેણે મોટા હર્ષથી થોડી થોડી થઈ જતાં શો અશરફી આપીને કુલ પાત્ર તઇઆરીથી મોકલી આપ્યો. વીજસીંહ મોહોલ બાહેરની ડાઠ રચના જોતાં રીજતાં જગનનાથ જઇ પોહોંચ્યો. જે દીવસે કાસી પોહોંચ્યો તે દીવસે જગનનાથનો રથ નીકલનારો નથી જાણીને તેણે કાસીના ચૌટાની રચના જોવાની ઇચ્છા કરી. તે તેના ઉસ્તાદે આનંદથી કબુલ રાખી. બજારમાં તેના આવવાથી શોરબકોર થઇ રહ્યા. ગરીબ ઉમેદવાર થઈ તેના જવાન ચેહરા સામે ઉભાં, તો તરત માતાએ આપેલી અશરફીઓમાંથી એકનો ખુરદો કરીને દરેક ભીખારીને રૂપાંદાન કરવા લાગો, તે વચે એક ટોલીઆએ જુવાન જોઇ તેની પરીક્ષા માટે પોતા પાસ રાખેલા ગરૂડનું બચું કાઢી તેની નજર સામે ધર્યું કે માહરાજ આ કાકાકૌવા લીઓ, એની કીમત ૯૯ શોનાની અશરફીછે. ગરૂડને મઝારદાર જોઇને બાલક તે લોભાણો. તરત પોતાનો ઉસ્તાદ નહી જાણે તેમ તેની કીમત આપી તે ખરીદ કર્યો, અને પોતાના હાથમાં લઇ કાકાકૌવા કાકાકૌવા કરી બોલાવા લાગો. જો કે પોતાના બાગ બગીચામાં દરરોજ હજારો તેવા આનંદી કાકાકૌવા ઉડતા ન મધુરાં ફલ સંહાર કરતાં જોતો હતો, પણ પેલા ટોલીઆની મધુર વાણીથી તેમ દગા કે જુઠાણાથી કેવળ અજાણ્યો માટે તે ગરૂડને કાકાકૌવામાં ફરક જોઇ શકયો નહી.

વેચનાર લગાર આંગો પાછો થયો કે ગરૂડે પોતાના નવા ધણીને બહુ વાહાલથી આધીનતા બતાવી. જગનનાથનો રઠ બીજે દીવસ જોઇને વીજસીંહ પોતાના ઉસ્તાદ સંગ પાછો ફર્યો. જારે મોહોલ આવ્યો તારે હર્ષભેર દોડતોજ કે માતાજી મેં કાકાકૌવા વેચાતો લીધોછે, મા પણ ખુશ થતી તે પંખીની મુખ વાણી સાંભળવા ગઈ, પણ જારે તેણીએ ગરૂડને જોયો તારે તે અતી આકળી પડી બોલી, બેટા આ કઠોર ખુનીને ૯૯ શોનાની અશરફી આપી ખરીદયો તો આપણા બાગમાં હજારો કાકાકૌવા વસેછે તે સઘલાઓની કેટલી અશરફીઓ થઇ ? વીજસીંહ બોલ્યો મા તે તો હશે પણ આ તો કાકાકૌવા છે. પણ વીજ કોઇને દેખાડયા વના તારી અકલ તને તારી ભુલ બતાવે તો કેમ? શું આ પંખી જે માંસ ભક્ષ મલીન, જે પાંજરા ઠાને

શનને લાયક તે શું તારી અછી જતનને પાત્ર, ને વળી તું જેવો મારો ચતુર બેટડો તે કાકાકૌવા સમજી હરખાય! હાઃ હાઃ દીકરા આજ તારો બ્રતખંદ ધુંજાવતો બાપ હછઆત હતે તો તે આ બનાવથી તુરત ઘાયળ થતે. શું આ ખુબશુરત પંખી ખરીદવાને તને તારા ગુરૂજીએ હીમત આપી? એટલામાં ગુરૂ આવ્યા તે કનચનના પીંજરે ગરૂદને બેઠો અને પેર ખાતો જોઇને વીસ્મય પામતોજ કે પુછવા લાગો કે આ શું કૌતક? વીજસીંહ બોલીઓ. કે આ મેં કાસીમાં ખરીદેલો ૯૯ શોનાની અશરફીનો કાકાકૌવો! એ પંખી શું શોભાયમાન ને શ્યાણુ મલુખવાલું છે. આવું મન રીજાવણુ ડોલદાર પંખી મારી બ્રહ્માંડ મલવું કઠીણુ. માતા બોલી મારી બ્રહ્માંડ તો શું પણ ઇશ્વરની કારીગરીમાં એની જાતમાં એ પંખી પેહલું ને છેલુંજ સમજવું. હાઃ હાઃ આ પંખીનો ખરીદનાર ખરે કોઇ દેવતા ખપનાર છેઆરવારે પ્રાણસમાન વીજ તારી અકલ ઉપર હું તાજુબ થઇછું. કઇ અરધું મશકરી ને કઇ અરધું ગંભીર મોહ કરી માતા દીવાનખાનામાં પોતાના બેટાને ઉસ્તાદ હજુર મેલી જતી રહી. ઉસ્તાદ વીજસીંહને પુછી વાકેફ થતાં તેની આ મુરખાઇ ઉપર બહુ ખેદ પામ્યો.

જેવારે વીજસીંહ એખલો રહ્યો તેવારે ગરૂદ તેના હાથને ચાંચથી ગીલી લગાવતો કે તેનું નામ બોલ્યો. પછે તેણે ઇશ્વર ભજન ગાયું અને પોતાના ધણીને ખીજના મેનાં માટે દીલાશો દીધો કે જગત એવુંજ છે. તેં મને આ આનંદનો જન્મ આપવા ૯૯ શોનાની અશરફી ખરચીછે તો હું તને તેના બદલામાં તે કરતાં નવાણુ હજાર ઘણી અછી બક્ષીશ કરીશ. આ વાછા સાંભળી વીજ તો તાજુબ થયો, પણ સોના સામા થયા છતાં તેના માણી લીધેલા કાકાકૌવાને તેણે ભારી જતનથી પાળ્યો. દરરોજ સવારમાં તે પોતાના પ્યારા પંખી સાથ ઇશ્વર ભજન કરે, પછે તે સંગ બાગમાં ફરવા નીકલે. પોતે જે અતી મધુરાં ફળ ફુલ ભોગવે, તે પોતાના વાહલા કાકાકૌવાને આપે, એ માફક દીન ગાલતાં જારે સાંઝકાલ થાય તારે તે પોતાના પ્યારા કાકાકૌવા સાથ ગાયન ગાય, રાત્ર ભોજન કરે તે પણ સંગાતે અને એ માફક વીજસીંહ ને તેનો માણી લીધેલો ગરૂદ કાકાકૌવો બે સરખે સરખા પ્રાણી હોય તેવો ઢોંગ સ્વર્ગવાસી રણજીતસીંહના મોહોલમાં થતો રહ્યો.

આ બનાવને હજીતો વીસ પચીસ દીવસ ગુજરયા નથી એટલામાં માનકારી પુનેમ પડી; તેના ઉમંગમાં માતાએ વીજસીંહને એક હજાર અશરફીઓ બક્ષી, પણ તે વેળા તેણી કેહવાને ચુકી નહી, મારા પ્રાણ આ વેળા તું કોઇ એવો કાલો ખરીદવામાં ના રોકાતો, જો તારી મંછા હોયતો તારે લાયક કોઈ રાજાણીનો તુરી ખરીદજે, અથવાતો આપણો દરવાજો શોભાવે એવો કોઈ રૂપાલો ગજ વેચાતો લેજે. માતાને આલીંગણ કરી વીજસીંહ તેણે બોલે ઘણોવાર રહ્યો પણ તેવામાં તેના વાહલા કાકાકૌવાએ પણ પાંજરાંમાથી નીકલી આવી પોતાના ધણીની ચાલ નકલ કરી; તે પણ પોતાના બધે પગથી વીજસીંહની માતાને આલીંગન કરવા લાગો, એથી તેની માતાએ ચીસ મેલી કે તરત વીજસીંહ ખદંગ કરતો ઉભો થયો કે પોતાને ખમે કાકાકૌવો જોઇ સંધો બનાવ પામી ચુપ રહ્યો.

વીજસીંહ માતાએ આપેલી હજાર અશરફીઓ પોતાના ગજવામાં નાખી માનકારી પુનેમનો મેલો જોતો ફરેછે, તેવામાં તે મેલામાં એક જન બાલાબીછ લઇ ઉભોછે, તેના કાલા બાલ પોતાના કાકાકૌવાના પરપીછીને મલતા જોઇ તેને મન માહસોસ ઉતપંત થયો કે મારા કાકાકૌવાને મારી ગેરહાજરીમાં કોઇ મીલ વેલ ગાલવાને જોઇએ. જો આ અતી રમણીય જાનવર તેના સોબતીપણા ખાતર ખરીદ કરીશ, તો તે મારા કાકાકૌવાને ઉતમ મીત્ર થઇ

પડશે. વળી મારી ગેરહાજરીમાં તેનું મન રીજવવાને આ અચ્છું હથીઆર નીવડશે. વળી મારી માતાએ કહ્યુંછે તેમ આ કદાવર જાનવરથી મારા મોહોલનો દરવાજો શોભી રેહશે; અને એ રીતીએ જોતાં મારી મા જે આગલ મારી ઉપર ખેર પાંમી હતી, તેનો બદલો વાળવાને યતન કર્યો એ જારે તેણીની જાણમાં આવશે તારે તો બસ મને કેવો આનંદ થશે ? આ વીચારમાં ને વીચારમાં પેલા બાલાખીછવાલાને કેહવા લાગો કે જો 'તું આ જાનવર વેચવાનો હોય અને તેની કીંમત ૯૯૯ અશરફી હોય તો હું તને આપવાને તઇઆર છું. જો તારી ઇચ્છા હોય તો આ હું તઇઆર છું. એનું નામ શું ? વેચનારો તો તરત રાજી થયો. ૯૯૯ અશરફી અસતકમાં લઇ બહુજ આદરમાન દેઇ નમન બજાવતો બોલ્યો કે માહરાજ આ અસીલ જાનવરને અમારા લોકો ખીછરાજ કહેછે. એ શીખેલો છે. તલવાર પણ અછી લગાવનાર છે. રણમાં એ એક દરજન હાથીઓ હંફાવે. એવી કલાથી પુરવીન છે.

વીજસીંહ ખીછરાજને પીઠ પસવારતો કોટી કરીને બોલ્યો કે હું પણ જુધ્ધકલાનો શીખેલો ને શોખીલો છું. વલી મારો એક મીત્ર પણ છે જે તારા રંગરૂપ ને ખુબશુરતીનો છે. ચાલ મારા ખીછરાજ. આ પ્રેમથી બાલાખીછ બહુ રીઝ થયા. તે પોતાના નવા ધણી સાથ ઘણીએક હેરત ભરેલી અંગ કસરત કરતો મોહોલને દરવાજે આવ્યો કે તાંહાં બેઠેલા સંધાંઓ ગભરાટમાં પડયા. જેને જેમ લાગ મળ્યો તેમ નાઠાં સબબ બાલાખીછ છુટો હતો, વલી તે ભયનાકર કુદકા ને કસરત કરતો ગાજતો તેમ બામ મારતો આવતો હતો. માતા આ વેલા વીજસીંહની વર્તણુકથી છક થઇ ગઇ. તેણી પોતાના છોકરા ઉપર ક્રોધ કરી સુગાજ પોતાના ખંડમાં ગઈ. વીજસીંહ તો હરખમાં પુર ચકચુર તે માતાનો તરાસ સમજી શકયો નહી. તે તો ખીછરાજને દરવાજામાંથી ભારીટેક ને તોરથી પોતાના દેવાનખાનામાં લઇ ગયો. પોતાના વાહલા કાકાકોવાને દેખાડી ખીછરાજને ઓલખ કરાવતો હોય તેમ હસતે ચેહેરે પીંજરામાંથી ગરૂદરાજને બાહેર કાઢી તેની પીઠ ઉપર બેસાડયો. પોતાના નોકરને શીરોપુરીનું ભોજન ખીછરાજ પાસ મુકવા કહીને માતાને પોતાના ઉમંગનો કાંઇ ભાગ આપવા બોલાવણું મોકલ્યું, પણ માતાએ રોકાણ કરી તે મેલાપ માંડી વલાવ્યો.

ખીછરાજ લાવ્યા પછે વીજસીંહ તે બંનો સંગાતીને લઇ દરરોજ બાગમો શેહેલ મારે. ખીછરાજે જે વખતથી બાગમાં દેખાવ કર્યો તેવારથી તે બાગમાંના પંખીઓ નીકલી ગયાં. બાગના ફલફુલના ઝાડ ઝાડીઓ સુકા ખખ થયાં અને ફકત વેરાન જેવી જગ્યા બની તે દરમ્યાન વીજસીંહ ખીછરાજ ને ગરૂદરાજ સાથ રોજ જુદ્ધ કસરત કરે. ગરૂદરાજ અવાર નવાર બબ્યા બુમાતા કરે તે વીજસીંહને જોગીઓના ભજન જેવું લાગે. તે મનમાં સદા એ સ્વર ઉપર તરાય તરાય થઇ સમજે કે આ કાંઇ સંસ્કૃત શ્લોક હશે, તેમ ખીછરાજ જેવારે કાંઇ ગરજમાં આવે તેવારે દૈત્ય જેવા ખંખાર મારે, તેને કોઇ મંત્ર સાધણ સમજીને વીજસીંહ પોતામા સ્નેહીઓ માટે મોટું માન ધરાવે. વેરાન સમ બાગમાં જેવારથી યુદ્ધ કસરત ને ખીછરાજ ને ગરૂદરાજ વીજસીંહને જોતા ગયા, તેવારથી તેઓમાં તે ગતી આવતી ગઇ. તે એટલે તલગ કે ગરૂદરાજ બાન લાવી આપે, ખીછરાજ તે ધનુષ્યમાં બોશે અને ચાહી નેમ ઉપર વીજસીંહ તે લગાવે. કોઇ કોઇવાર વીજસીંહ પોતાના મોહોલને પાછલ આવેલાં રાણમાં શેકારે ઉતરે અને તાંહાં ગરૂદરાજ ને ખીછરાજની શામેલગીરીથી વીક્રાલ જાનવરો સેજમાં વીંધી લે. આ રીતની પારધની રચના જોવાને ઘણીવાર શેહેરીઓની ઠઠ લાગતી, અને તેથી આ કસરત એક અચંબો કેહવાતી હતી.

આ બનાવને વર્ષ એક ગુજર્યું અને વીજસીંહ અછી કસરત ને નવીન સ્નેહીઓથી એક અછો જવાન નીવરતો દેખાયો. તેનો બાંધો વધારે મજબુત ગુંઠાતો તેની બાજુ ને જાંગ કેવલ લોખનના લાઠા થયા. તેનો પોહોચો એક અછી ઢાલ જેવો બન્યો. અજી તો અવસ્થા બાલક છતાં તેનો ભાર મોટા મલ જેવો જણાવા લાગો. ગમે એ વખતે પણ તેનું બદન તીખાંના કવચમાં ગરક અને લોહુ પીતી તલવાર કમરે લટકતી રેહતી હતી. તેનો રંગ આશમાની જેવો હોઇને તેનું મોહ કાંઇ ખુબશુરત હતું નહી, પણ જબરદસ્ત, તરાસદાયક અને મગરૂર હોઇને તેનો દેખાવ જોનારને બીવાડનારો, ધ્રુજાવનારો ને શરણ કરનારો ઢોકતો હતો. કોઇ કોઇવાર કલાકના કલાક બીછરાજ ઉપર તે ટેકો દઇ વીચારમાં ગરક જતો હતો. જે કાંઇ તે બોલતો તે જે કોઇએ બજાવ્યું નહી તો તેનો કોપ માહ વીશાળ વરશીને કદી તેનાં મોહ ઉપર નજર કરતો નહી. દરકાર તો તે સમજતોજ નહી. અને વાઘ ને વીક્રાલ જાનવરોને તે પોતાના પ્યાર લાયક માની રીજી રીજવતો. પારધમાં આ વેળા તેણે અરધો દજન રાજ્ય વાગ પકડી પોતાને દરવાજે લોહડાંના જબરાં પાંજરામાં નાખેલા હતા તે તેના શેહેરની ખલક દરરોજ જોવાને મલતી એથી તેની માતાને તે ઉપરના પ્યારનો ધ્રા લાગો હતો, તેણી પોતાના બેટાને હુલ્લું ને બેભાન સમજી.

દસેરાના ઓછવપર તેની માતાએ તેને બોલાવી કહ્યું કે ઓ મારા વીજસીંહ આજ તું એક અછો ઘોડો ખરીદજે. મારો બોલ રાખજે. આ એક હજાર શોનાની અશરફી લે ને જો બેટા વલી તું કાંઇ નવું પલીત ઘર ના લાવતો. વીજસીંહ બોલ્યો માતા તું મારી ઉપર વીશ્વાસ રાખીશ ? હું તેં કહ્યું તેવો એક અછો કાલી રાલ કંપે તેવો કાલો તુરી જે મારા કાલા રંગના બાંધાને ઉઠાવનારને રણમાં ગારી બાજી શમાલનારો લાવીશ. મારા ગરૂદરાજ ને બીછરાજ સ્નેહીઓ સંગ મારી સ્વારી કોઇ અતી મસ્ત કાલા ઘોડા ઉપર રેહવી જોઇએ. મા તેં કહ્યું તે હું કરીશ. કદી કોઇ કાલ મારી મા તારો અછરતો બોલ પણ હું નહી બજાવીશ તો પછે આખી શ્રૃષ્ટીમાં તારા બોલને ઉપર રાખનારો કોણ છે ?

આ કુમરાં મધુરાં ભોલાં વચનોથી ઘણુજ વાહાળ માતાના હઇડામાં ચઢી આવ્યું, તેણીએ પોતાના લોખન સમ બેટાને કોઇ રમણીય પંખી સમ ઉંચકી હૈયાં સરસો ડાબ્યો. કઇ સેંકડો બોકી લઇ લઇ પોતાની આંખ્યોથી આનંદાશ્રુ વરશાવ્યાં. તેણી બોલી મારા પ્રોય વીજ તેં મને આજ આકાસ સમ ઉંચો કરીછે. તેં તારા બાપને બરાબર જોયા હતે તો તું આજ તેમનો ગર્વ થવાને સામર્થ હતો. તું જો કે તારા બબ્યા બાપની તાલીમ હેઠો ઉછર્યો નથી, પણ સીંહના બેટાને સીંહપણુ આપમેલેજ આવેછે. હા. તેઓ જીવતા હતે તો આજ તારી કાંતી જોઇને આખી બ્રહ્માંદ કરતાં તે કીંમતી છે એમ આનંદભેર ઓચરતે. મારા એક બાલને પણ તેઓ ભુમી ઉપર પડવા દેતા નહી. કોઇ પંખીએ મને કાયર કરી તો પછે મરને તે આકાસના રંગનું હોય ને આકાસ સાથ ઉડે, પણ તેઓના ધનુષના સપાતાથી તે બચે નહી. એવા બબ્યા! તેઓ સામુ આ પૃથ્વી ઉપર કોઇ હતો નહી પણ યમ તેઓ ઉપર ફાવ્યો, નહીતર તો તેઓ તને હીંદુસ્થાનનું એક સ્વતંત્ર તાજ પેઢાવી કાઠયાવાડના એક જોરાવર રાજનું તખ્ત સ્વાધીન કરતે. પણ બનનારી બની ને તેઓ પોતાની આસાભેર સ્વર્ગ પામ્યા ને હું નહી ધારી સોકાતુર હાલતમાં ચીકાર થઇ. દીકરા તને આ બોહલી પૃથ્વી ઉપર આ નકામાં જાનવરોનો શોખ રાખવો એ કામ નથી પણ બોહલું યુદ્ધનું કામ છે. બોહલું કામ તારા જન્મ ઉપર જેઓ સંકા નાખેછે તે કાઢો તારા બાપાના છેલાં કામનું સેવત લાવવું છે. તારા વંસનું

તાજ તખ્ત મેલવવાનું મોહલું કામ તારી ઉપર, તરસ્માં થપલાં ખેતરને માંથે ભરાઇ આવેલાં વાદલાં માફક ટીંગાયુંછે. તારાં રાજના તખ્ત ઉપર જવાને તારે કાઠયાવાડની અતી રૂપાળી ને વખ્ખણાયલી મુકતા કુમારીકાને વરવાનું મોહલું ને દીકટ કામ છે. જેના કેસે કેસ અમુલાં મોટી પોવાયી રહેછે, જેની ખુબસુરતી આ ભુમી ઉપર ચંદા ઉતરી એવું સઉ કોઇ પાસ કેહવાડેછે, જેણીના લોચન તારા જેવા ચલકતાં તે મુખ આકૃટી એવી શોહામણી કરેછે, કે ચંપેલી તેના તેજસ્વી ચેહરા ઉપર પોતાની સુગંધો વરસાવી તે વધુ દીપાવવાને તઇઆર હોય એમ તે અંગ બેહેક બેહેક થાયછે. જેણી ઉપર ભમરાઓ રાતના પણ ઘું ઘું કરીને તલપેછે અને તે સુગંધીને કમલ વીખરેછે એમ સમજી દેવાના થાયછે. તેણીના બાંધા પાસ ચંપા ને વીસ્મયતા છે, પણ તેવો બાંધો નાજુખ ને નખરાંદાર આ પૃથ્વી ઉપર બ્રહ્માએ પેહેલોજ ઘડી માનવીઓને પોતાના ચમતકારનો નમુનો બટાવી પોતાની ઉકમાઇ કરીછે, તેની બખારીજ ઓર છે. તેણી જાહાં પણ પગલાં નાખેછે તાંહાં કંકુના ઢગના ઢગ થઇ જાયછે. તે કંકુની કરચ લઇ તપાસ કરતાં તે સંધી કનક ઠરેછે. આ ચમતકાર સાથ તેણી જયારે ત્યારે ખીઆમણી કાલી રાત્રે પ્રગટ થાયછે ત્યારે તેના ચેહેરની ખ્લક કેહેછે કે ચાંદણી પડેછે. તેનો ભાર એક પુષ્પ સમ હોઇ તેના બાલ કોયલ જેવા મધુરા મધુર વરસાવતી રાગણીજ. પણ રાજપુત્રી મુક્તા મારા વાહલા બેટા, તારા સીવાય બીજા કોણને લાયક હોય? એ મુક્તાનો સગાઇ સંબંધ તારી સાથ જાણે એક ફુવારાની બે શાખા સમ છે. ઉદેપોરના મોટા રાણાની બે રાજપુત્રીઓ જુનાગઢના રાજકુમારો સાથ વરી, તેમાની એકને તાંહાં મુક્તા ને બીજીને તાંહાં વીજ, માસી માસી ને કાકા કાકાના બંધે ઉંચા તોકમના રાજખાનોનો એક બીજા ઉપર કેવો ને કેટલો હક ઇલાકો પોંહોચેછે. શું વીજ હઇઆત હોય તો મુક્તાનું નામ દેવાને દેવતાની પણ તાકાત છે? શું જે રાજ, હક ને ઇનસાફથી વીજને પોંહોચેછે તે રાજ, કપટી ભાઇ છીણવી લઇ રાજકર્તા શૂરવીર ભાઇનો ખબીલો કાયર કરે તો પછે તે સમાધાન કરવાને બંધેના બાલકોની સગાઇ સીવાય બીજો સાબુત માર્ગ કયો છે? શૂરવીર રણ ગજાવનાર મારા વીજ, તારા પ્રાલબ્ધની મુક્તા કોઇ લેઇ જાય કીંવા તે શુંદરોનો પટ પીતા કસુદ્દીના યોગે ભુંડા વેરમાં વસવાને સ્વયંવર રચી પોતાની બેટીનો મેલો તેના હકદાર થવા લાયક સ્વામીના બાલપણનો લાભ લઇ ભરે, અને પોતાના વેરની તૃપ્તી ને કીનાની હળાહળ મચાવવાને હથ્યાર થતા કોઇ રાજાને પોતાનો તાબેદાર બનાવે, તો શું ઇશ્વિર રણજીતશીંહના નામને છેક કાળુ ને નાબુદ કરવાને ઠેડાવ કરી બેઠો હશે? અરે મારા બેટા, પૃથ્વી કાલો ગોલો થઇ રણજીતસીંહના વીરથી બેટાના કીનામાંથી, તોપમાના ગોલા સમ ફુકાઇ દુશમન હરીફઇનો છાંયો પણ ના રાખે એવું બને ત્યારે પણ વીજ ને મુક્તા ઇશ્વરેચ્છાથી પેદા થયલું પ્રેમસ્નેહી જોડું છે. એ રાજકુમારીકાને વરી તે તખ્ત જે તારા બાપાના વંસમાં વંસ પરંપરા ઉતરેલું તે સ્વાધીન લેવાનું મોહલું કામ છે. વીજ મારા વાહલા વીજ તે કામ તેં કરયું તો પછે તારા સ્વર્ગે પોંહોંચેલા શૂરા બાપને તાંહાં આનંદ પમાડતાં તેઓ પોતે તારા ઉપકારી થયા એમ છે, કેમકે જે દાગ તેઓ પોતાને કપાલે લઇ ગયાછે તે દાગ ધોઇ તેં કબજો મેલવીઓ, તો તેથી તેઓ પોતાના સ્વર્ગ વંસમાં ઉજલા બાપા સમછે, માટે તું આ અશરફીઓ લઇ તેવાં કોઇ અછા કારસ માટે સીધ થવા લાયક અછા પાણીનો એક ઘોડો ખરીદ. તેને તાલીમ આપી, તું તાલીમ લે અને તમો બંધે એવા તો પોત પોતામાં હલીમલી જાઓ કે અડાવેલા તે ને તું તારા બાપાના કીનામાં સરખી હામ ને સરખાં હર્ષ ને સરખાં બલથી મેદાન ઓકાવો, અને જાનને જસ પમાડો,

વીજસીંહ માતાના વચનોને પોતાની છાતીમાં કોરી દઇ આલીંગણથી ઉઠયો. તે આ વાત શાંભલતાંજ રણજીતસીંહ જેવો અથાગ શૂરો ને જબરો લડવઇઓ બન્યો હોય એવા તરાશ પમાડતા ચેહરાથી હશીઓ. તે બોલ્યો મા, વાહલી મા. હું એક આબવાલો અશ્વ લાવીશ. તું ખીહીશ નહી. તું જેમ કહીશ તેમ હું મારો જનમ તારી નેમ ઉપર બક્ષીશ.

વીજ ભોગજોગે ખીછરાજ સંગાતે શેહેરમાં ફરેછે તેવામાં એક વૃદ્ધ એક તુરી લઈ ઉભોછે, તેનો રંગ પોતાના ખીછરાજને મલતો જોઇ હરખભેર તુરી લઇ ઉભો રેહનારને પુંછેછે કે વૃદ્ધ આ તુરી તમને વેચવોછે? જો એ આબવાલો હોય ને રણમાં મારી પીઠ ઠીક સાચવે એવો હોયતો તમો સત્ય બોલો, એ હું ખરીદ કરીશ. એનું મુલ જે તમો માગશો તે તમને દઇશ. એનુ નામ શું? વૃદ્ધ વીજને જોઇ તાજુબ થયો કે આ ભાગ્યે પંદર વર્ષનો જવાન હશે છતાં એની મુખવાણી બહુ મનરંજનવન છે. આ ચેહેરો કહી આપેછે કે આ કોઇ જુના તોકમની સાખા છે, પણ આ શેહેરમાં તેવી સાખા તો ફકત રણજીતસીંહની હતી. તેનો મોહોલ હાલમાં વેરાન પડયોછે અને જે જરૂખામાંથી ચાંદણી ચમકતી હતી તે જરૂખા તો બંદબસ્ત થઇછે. મનમાં આ ખ્યાલ કરેછે તેવામાં વીજસીંહ તુરીને સંધેથી તપાસ્યો. તે તેના રંગ ને ગગેર ને મરતાનીથી રીજીને ખુલી પીઠ ઉપર જેમ હથી ઉપર સીંહ સવાર થાય તેમ સ્વાર થઇ તેની વાહાળી કસરત કરવા લાગો; આ કસરતથી સેજમાં બજાર વચ્ચે લોકની ઠઠ મલી, અને વીજસીંહ જે હજી તો બાલક જેવો ભોલો ને કુમારીકા જેવા નીરદોષ તેને જોઇ રહીછે. વૃદ્ધ માહ આદરમાનથી જવાન ઘોડેસ્વાર પાસ ગયો. તે અદબથી બોલ્યો કે માહરાજ આ તુરી કાંઇ નાહની જેવી જાતીનો નથી એનો બાપ માહ જુદ્ધા રણજીતસીંહની ટાંગ હેઠ રેહનાર મરતાનસીંહ છે. એની માતા આજ કાઠયાવાડની નામીચી રૂપવંતી મુકતાના તબેલામાં માહ જતનથી રહેછે. એવું ઉંચુ લોહુ એ તુરીની રગોમાં નાચેછે. અને એ તુરીનું નામ કાલસીંહ છે એની કીંમત જે એને જેર રાખી પીઠ સાચવે અને એક કલાક એના ખાસ ખેલમાં તરી રહે તેની પાસ બે હજાર અશરફીઓ કનકની છે. બીજાને એ તુરી લાયક નથી. જેને વસ રહે તેનેજ સ્વાધીન કરવોછે. આજ વર્ષ થયું હું એ તુરીને દરરોજ નવાં નવાં નગરમાં લેઇ જઈ ઉભો રહુછું કે કોઇ એનો વસક કે ખરીદ બુજક છે? આજ એ બદલો મને મળ્યોછે ને આપ જેવા ચતુર રણબચાને એ સ્વાધીન કરવાને મને કસી અડચન નથી. વીજસીંહે તેની કીંમત જાણી જેટલી રકમ હાલમાં પોતા પાસ નહી હોયાથી પોતાના કાનની હીરાની કરી વૃદ્ધને આપી બોલ્યો કે ઓ વૃદ્ધ આ કાલસીંહ મેં આપે કહી કીંમતે ખરીદયો પણ શોનાની અશરફી-ઓથી મુલ આપવા કરતાં મને હીરાથી મુલ આપવુ ઠીક પડેછે. આ તમો લીયો. એની કીંમત મારી માતાએ ૨૦૦૦ શોનાની અશરફીઓ આળીછે. જો તેમ કરતાં તમને એ વાત પસંદ ના હોય તો સુખે સામેનાં મોહોલમાં આવજો. વૃદ્ધ બોલ્યો આપ શું રણજીતસીંહના કુલમાં છો? વીજસીંહ હશ્યો કે મારા કુલને આપના તુરી સાથ કસું કામ હોયતો તમારે બેલાશક તેમ જાણવું. નહીતર મારૂં કુલ આ મારા ખીજરાજ ને કાલસીંહ ને ગરૂદરાજથી કોઇ કાલ કાઠયાવાડના રણક્ષેત્રમાં રણ સંગ્રામથી પ્રસીદ્ધ થશે. આ જવાબે વૃદ્ધ ખ્યાલમંદ થતોજ કે પેલી હીરાની બાલી લઈ જોયછે, તે અરસામાં વીજસીંહ ખીછરાજને આગલ છોડતોજ કે પોતે તે પાછલ કાલસીંહ ઉપર સ્વાર થયલો પોતાને મોહોલ મા મા પોકારતો આવી ઉભો!!

કાલસીંહ ઉપર કસરતમાં એક વર્ષ બીજું ગયું; તેના ઉસ્તાદે આ કસરત ફકત ધનુષનીજ આપી. આ કસરતમાં ગરૂદરાજ, ખીછરાજ ને કાલસીંહ સંગાતે વીજસીંહે એવીતો તાલીમ

લીધી કે એક કલાકના સેજ અરસામાં તે આખાનું તરૂ પાન પાન વીંધી સીવી નાખતો! વળી શીરોઇમાં પણ કેટલોક ભેદ ભરેલો વધારો થયો, અને ભાલો મારવામાં તેનો જરબ બહુજ આકલો કેરવ્યો. તે લઢણે ગમે એવા મોટાં લશકરમાં તે પોતાના બલની કીમત એટલીતો મોંગી માંગવાને સામર્થ થાય કે તે કાલના કાઠયાવાડમાં તરાહ તરાપ તરાસ પેસે! એક બીજુ વર્ષ નીકળ્યું ને અઢાર વર્ષની વયમાં વીજસીહ કેવલ પાહાડમાંથી કોરી કાઢેલો ભારે રાક્ષસ હોય એવો બળ્યો ને વીક્રાલ દેખાવા લાગો. આ દેખાવમાં તેના કાલસાંહ ઘોડા ને બીછરાજ બાલાબીછ ને ગરૂદરાજના કાલા રંગથી બહુ વધારો હતો, તેમાં તેનું ચોખ્ખાં તીખા પોલાદનું ચકચકીત કાલું કવચ ને કાલી મ્યાનની તલવાર ને કાલા રંગના ભાલા ને ધણુષ ને બાન ને તોપ ને તેની ખુદ ચામડીથી કેવલ કાલી રાત્રનો મરદ અવતાર હોય એવે તરાસદાયક ધ્રુજાવનારો આકાર પ્રગટ થતો હતો. વળી તેની આકૃતી ખુદરતીજ વીક્રાળપણાથી દીપી રહેતી. તેના સાવલા રંગ ને કરક બાંધાવી દર્ષ્ટિ સમથી તે પાસ ઉભુ રેહવાની હામ ખીડાય નહી! અને જયારે તે કાંઇ વાતથી ખ્યાલે ગરક જાય ત્યારે તો તેની માતા પણ તે પાસ વીશ્વાસે ઉભી રેહવાને ડકરે. પણ વીજસીંહ એવો દેખાઇને મનનો બહુ હેતવંતો ને મનુષ્ય ખવાસ હતો. મયા દયાની તેનામાંતો એક અથાગ ખાન હતી. અને ગમે એ અવતારે દેખાતાં પણ કોઇ ખરી દીલગીરી કે નેમમાં આ વેળા તેનું મનતો હવુજ નહી. લગભગ હજી બાલક જેવો, અને તેવોજ ભોલો ને સુધો ને સાંત હતો. ખુદરતે જોકે તેને કોઇ પોતાના કારણસર આ શૃટીમાં જન્મ દીવો હતો, તોપણ હજી તલગ તે જે કસરત ને શીકારબાજી કરતો, તે ફકત તે પોતે એક રમત સમજીનેજ કરતો હતો.

એક વખત બાગમાં બેઠાંછે અને તેના પકડેલા રાજપવાગોમાંથી બે છુટા થઇ ગરજના કરીને જે તે હાથમાં આવેછે તે ચીરી ફાંસી નાખેછે. બે ત્રણ તેના વૃદ્ધ નોકરોને પણ એ નસીબો મળ્યો છે. અને એવી ખુનરેજી કરતા તેઓ જાંહાં વીજસીંહ પોતાના મીતો બીછરાજ ને ગરૂદરાજ સાથ નકામાં ખેલ કરેછે તાંહાં આવી લાગા. આ વેળા નથી કોઇ શસ્ત્ર તેની આજુ બાજુ કે નથી કોઇ નાહની કટાર વટીક તેની કમરે! તે પેલા વાઘોને જોઇને હસ્યો, પણ માળા ઉપરથી પોતાની માતાની ખાસ દાસી ધાટો પાડતી આવી કે વીજસીંહ વીજસીંહ સંભાલો. વાઘો છુટાછે, કેહતી તે પોતાની હદ બાહેર ગઇ, તે ઉપર વાઘોએ તરાપ મારી. વીજસીંહનો જોસ ફુટો. તેણે પોતાના નામને લાયક એક વીજ સમ કુદકામાં પેલા બંધે વાઘના ગોહ ઝાલીને તરત ચીરી નાખ્યાં અને પોતાની માની ખાસ દાસી બચાવી. આ કામ એક પલનું થયું, તે તેના ઉસ્તાદે વાઘ સાંભલી પોતાના હથ્યાર સાથે આવતાં સામેથી જોયું; અને મનમાં સમજયો કે આ બાલક નથી પણ આખા કાઠયાવાડનો કાલ છે, એ પોતાના પીતાના કીનામાં રણ એવું ગજાવશે કે કાઠયાવાડ પોતાની બાકી વેરાન હાલતને દીવસે દીવસ રડતું રેહશે. એની શીરોઇ ને બાન સમાજનારો કોક થાય, પણ મને ખાતરી છે એ રણજીતસીંહને આ પૃથ્વી ઉપર દેવતા જેવો મનાવશે.

ઉસ્તાદ આ વખત વીજસીંહ પાસ આવી લાગો. તેણે તેના બોલ સાંભળ્યા કે કુતાઓ શું તમને મેં ભોજન આંપ્યું તે શું મારા કુટુંબને ભક્ષ કરવા? અરે તુચ્છ બેખીસાત તમ જેવાં હજાર મારા એક રોમ બરાબર નથી. એ કેહતાં તેઓની જીવ એંચો કાઢી પોતાના ગરૂદરાજને બક્ષી તે તર્ત તેણે ભક્ષ કરી. અને વીજસીંહ બોલ્યો કે એ માફકજ મારા દુશમનોના કાલજાં તને હું બક્ષી તૃપ્ત કરીશ મારા વાહળા સ્નેહી!!

આજથી વીજસીંહની હાલતમાં જુદોજ ફેરફાર થયો. તે જ્યારે ત્યારે વીચારમાં ગરક જતો. અને શું વીચાર કરતો તે સમજતો હતો નહી. તે આ પલથી પોતાના બણુ સ્નેહી સીવાય બીજી મોજ શોકથી ધરાયો હોય એવો જણાતો. તે માતા પાસ કલાકના કલાક રહી પોતાના પીતા માટે ચીત દઇ સંધી વાત સાંભલી લેતો હતો, અને દર વેળા તે વાતોથી વધુ ને વધુ ઉશ્કેરાયલો જુસ્સાબાજ થતો હતો. તે જારે પોતાના કુલથી પુરો વાકેફ થયો તારે કાઠયાવાડની શુંદર મુકતાનો આશક થયો. આશક થવામાંજ તેને લાગું કે તે પોતાના બાપનો કીનો લેશે. વંસની ગાદી અખતીઆરમાં ધરશે. આશક થવામાંજ તેણે પોતાના વંસની જાઓજલાલી ને કીરતી જોઇ; તે દૃઢપણે મનમાં નકી થયો કે મુકતા મેલવવામાં હું મારા બાપનો કીનો લેતો જશ મેલવી તાજ યા તો મરણ ભોગવીશ; એ શીવાય મારી જીંદગી કાંઇ નથી. કેવલ ઠાલી જીંદગી ને બાપના હક ઉપર પાણી ફેરવી આ એકાંત મોહોલમાં રેહવું શું મોટા રણજીતસીંહના વીજસીંહને છાજશે? કદી નહી. આ જુવાની, આ બાજુ, આ હથ્યાર ને આ હથ્યારબાજીની વીદ્યા સંધી તે કીનામાં ખુરબાન થાય ને હું મારા સંધા બલ સાથ મારા પીતાની પડેલી રક્ષાને કીરતીમાં ધોવું તોજ હું તેનો બાળગોપાળ. એક મુકતા નહી પણ એક હજાર મુકતા જો મારા કબીલાનું નામ, મારા વડીલ વડ્રાનું નામ આ ભુમી ઉપર પાછું સજીવન કરે તો તે માટે પણ હું હારી ખાઇશ નહી. મરને તેના લખો જુદાઓ મને પોતાની રણસીંગ્રામમાં ઘેરે. ચાહે તેમ તેઓ પોતાના બલમાં મને પછાડે, પણ શું જ્યારે હું જે હેવાલ મારા સંબંધમાં સાંભલુછું ત્યારે મને જીવન કરતાં રણમાં કીરતીવાન મરણ ભલુ નથી? અરે મારા અતી સુરા પીતા જેવારે તારા હક ખાતર તેં યુદ્ધ મચાવ્યું ત્યારે હું તારી બાજુ સમાલવાને કાં ન તઇઆર થયો? આ રંગના ફેરફાર માતા જોતી હતી, પણ રજપુત તોકમ તેથી પોતાના કુલને ઉંચું ને હકસમાળ કેહવાતું કરવાને પોતાના પુત્રને આ હાલત તે ચાહતી હતી. આ હાલત તે ચાહીને પોતાના બાપ્યા સ્વામીના બાલકને લાયક તે કામ સોંપતી હતી. તેમાં તે જો પોતાનો પુત્ર રણમાં સુતો સાંભલે તો તે પોતાની ચક્ષુથી આશ્રુધારા ચલાવવા બદલે આનંદનો વરસાત વરસાવવાને રાજી હતી. જે કીનાની અગ્નીમાં તેનો સ્વામી જલ્યો, તેમાંજ તે ખરી રજપૂતાણી પોતાના બાપ્યા પુત્રને જલવા કે ફતેહ પામવાને ઉત્તેજણ આપવામાં ભલું ધારતી હતી.

કીનાની જવાળા સળગી, તેમાં બલી જલી ભસ્મ થવું યા નવો અવતાર પામવો એજ વાત આજ કાલ વીજસીંહના મનમાં ઠસી. વીજસીંહના મનમાં બાધુરીના લક્ષાંગો કરતાં પોતાના પીતાની કીરતી ફરી તેજસ્વી કરવાના જુસ્સા એવા મચ્યા કે તે એકળ જાતે જુનાગઢની ભાગોલનો દરવાજો તોડી પાડી પોતાના ભાલાસંગ માહે ગરવા ઇચ્છતો. તેણે પોતાની માતા પાસ પોતાના પીતાનો બાકી ખજાણો માંગ્યો. દસ હજાર અચ્છા સીપાઓની એક ફોજ બનાવી. પોતે તેનો સેનાધીપતી થયો; પોતાના ઉસ્તાદને ચાહ્યું કે આ ઠીંગાનામાં સામેલ કરે, પણ તે વૃદ્ધે ના કહી. પોતાની સેનાને તેણે એવાતો તેજ તુરીઆ અપાવ્યા કે તેનું લશકર તે કાલ થોડું હોઇને લક્ષ જુદાઓ હરન કરે તેવું ગણાતું! તે પોતાના વેરાન મોહોલથી કોઈ મોહ દૈત્ય રાજા સમાન ઠાઠમાટથી નીકળ્યો, પણ ઓચીંતો પોતાના પીતાના સત્રુનો સમાગમ કરવાને પોતાના બળથી નીચું સમજયો. તેણે પોતાના મનમાં ઓચીંતો દુસમનને લાઇલાજ કરવાનું કામ એક બાધુર તોકમીને લાયકનું માન્યું નહી, માટે પોતાના વડીલના એક જુના વીશ્વાસુ માગણને બોલાવી કહ્યુંકે તું આપણા દુશમનની દરબારમાં જઇ તેને હોશ્યાર થવાને કેહ!

માગણે રનજીતસીંહને છેલી જુદ્ધમાં જોયલો; તેણે આ હોકમને પોતાના ધણીની ખરાબી રચનાર જાણી ના પાડી. માગણ બોલ્યો કે "બળ્યા તેજ રોઠોડની હજુર કોણ તાકાત ધરાવેછે કે ઉભો પણ થઇ શકે? વીજસીંહ આ હીચકારા જવાબથી તે માગણને વૃદ્ધ જાણી માત્ર અપમાણથી બાહેર હાંકી કાઢયો નહી. વીજસીંહ માગણના સબ્દોથી આ વેળા માહ કોપાયમાન હતો, પણ તે ક્રોધ બીજી તરફ સમાવી દઈ માગણને બોલ્યો, તું તારી બાઇ પાસ જઇ રેહ, અને દાસપણું કરી રેરળો બા. હઇ સીંહોની હજુર તારા જેવી માંજરીનું કસું કામ નથી! એક પળ તેં આનાકાણી કરીછ યા એક તસુ મારા લશકર સંગાતે તું હવે આગળ વધીશ તો તેં તારી વાત જાણી." આ સતાધારી સબ્દોથી માગણ તો લુળો મુગો થયોજ! જેને તે બાળપણથી બઈ રમાડી રીજવી મોટો કરવામાં આ વૃદ્ધપણું પામ્યો, તેથી આ અપમાણ! પણ, તેમાં માગણનો વાંક હતો, તે વાંક એવો હતો કે વીંજસીંહેજ તે ક્ષમા કર્યો; નહી તો તેનુ ધર તેની હઠ સંગાતે ઝટપટમાં જુદુ થઇ ઢપ કરતું ભુમી ઉપર પડીને પોતાના બાકી રહેળાં લાલ લોહીથી તે રંગી દેતે. માગણના આ અટકાવથી વીજસીંહે ફરી કોઇપણ સીપાહ કે પોતાના મુસિરછકને કોઇપણ વાત કે પેગામ કે ફરમાશ બાકીની પોતાની જીંદગી તલગ કેહવાને સમ ધાર્યા.

આ વીચારના નવા ફુરમારે તેણે પોતે સગવડે લશકરને મુકાંમ કરવા કહી એક રાત પોતે જુદોજ પોસાગ કરયો. જે વણ કોમલતા પોતાને શંગાર કરે તે સંધા પોતાને બદન રાખી તે પોતાના ગરૂદરાજને સાથ લઇ પેઆદે જુનાગઢમાં ગરયો. ભોગજોગ તે રાત જુનાગઢની મુકતાનો સ્વયંવર હતો. ભરતખંડના કઇ કઇ ચક્રવૃતી માહરાજાઓ પોતાના તેજસ્વી શસ્ત્ર ને અતી ભભકાદાર શંગાર સંગ હાજર હતા. તે દરબારમાં તેજસીંહ રોઠોડ પોતે કનકના તખત ઉપર બેઠો હતો. જમની પાસે, જેઓ હાલ ભરતખંડમાં રાજસીંહાસન ભોગવતા તેવાઓ પોતાના રાજય ચીનહ સાથ તથા ડાબી પાસે, જેઓ રાજયના પાટવી કુમાર માત્ર તેઓજ હતા. પાછળ, ચક્રવૃત્તીઓના રાજકુમારો ને ખંડયા રાજાઓ તથા સામે, જેઓ પોતાના બળથી આ શૃષ્ટી ધુંજાવનારા કેહવાતા હતા, તેઓ પોતાની કીરતીમાંન શીરોઇ ઉપર દસત રાખી ઉભા હતા. વચ્ચે એક મોતીના બાજટ ઉપર મુકતા રાજકુમારીકા જેમ આકાસમાં તારાઓ વચે ચંદ્ર તેમ પોતાના શોલે શંગારમાં દીપી હતી. તેણીના હાથમાં મુક્તાનો અમુળો હાર હતો; તે જે કોઇ તેણીના પ્રેમલાયક થાય તેને નજર કરવા હતો. ગુલાબ ને અતર ને બીજી હજારો જાતની સુગંધીના છટકાવ થયા હતા. કળા કળાના વાજીંત્રો વાગી રહ્યા હતા. રામજણીઓ મધુરાં કોળાં કોળાં વચનોમાં રાગણીઓને નચાવી રહીયો. જોબન ખીલેલાં નેણાંના ઈશારા દમપર દમ આગ્યાઓ માફક જાંહાં તાંહાં ઉડી ચળકી રેહેળા. સઉ રાજા માહરાજાઓના કાળજામાં ધચુપચુની ધૃજતી ઠનક વાગી રહેળી. સઉના મોહ ઉપર પળેપળ રંગ ઉડતો ને આવતો ને જતો! ચોતરફ બસ કાપ્યુ ને ટેકનાં વાદળાં ભરાઇ જો કાંઇ વધુ થાય તો લોહીના લાલ વરસવાને વીલંબ નહી. આ વેળા મુકતાની કાંતી કેવળ આકાસના કોઇ ઘણાજ રંગીલા ભાગમાંથી કોરી કાઢી હોય અને તેને ચાંદનું મોહ, તારાની આંખ્યો, પુછલ્યા તારાના કર, કાળાંવાદળાંની ભૃગુટી, કાળી રાત્રના કેસ, ભ્રમરના પાપણ, સૂર્યના કીરણના અદર, રોહીનીની નાસીકા, માહસાગરનો ચીર અને રતનકણીના રોમ બક્ષીને અપાર રૂપની અપછરા બનાવી હોય તેમ તે પોતાને બદન અથાગ દોલતના આભુષણથી દીપી રહી હતી. તેણીની તારાની લોચન આસેપાસે વીજળી કરતાં ઝરપથી ઝબકી પોતાને લાયક જોડયો જોતી હતી, અને પળેપળ ચોંકી ચોંકી આમ તેમ જોઇ નીરાશ થઇ પોતાના ભાજટે બેસવાની તઇઆરી કરતી, તેટલાંતો કોઇ લાખનનો ઘડેલ બાંધાનો જવાન તે સ્વયંવરમાં દાખલ થયો!

તે વાદળ જેવી પેરી સુરતના કાળી નાગણ જેવાં તેના જોબને મુકતા જ્યાંહાં ઉભી તાંહાંજ ઉભાં કરી! જો કે કોમળતાને પોતાને બદન તમામ રીતે ગોઠવેલી, તોપણ તે તરામી બાંધી તે સ્વયંવરમાં મુકતાને જણાઇ આવ્યો, એટલુંજ નહી પણ સંધા જન ન્યાળી ન્યાળી જોતા રહ્યા! જેના મુખપર મુછ જગો જીના રોમ પણ જણાતાં નથી, તેનેથી સંધો સ્વયંવર ધ્રુજ્યો. સભામાં બીજ પેતંબા દાખલ થયો અને જ્યારે જાણ્યું કે આજ મારા પ્રાલબ્ધની મતા મુકતાનો સ્વયંવર છે; ત્યારે તે આજુ બાજુ જોયા પછે મુકતા જે મોતીના બાજટ ઉપર ઉભી હતી, તે ઉપર જઈ બેદરકાર જેવો બેઠો. પોતાનો ગરૂડરાજ રમાડતો ડાબે ડોળે મુકતા જોઇ ના જોઇ કે ગરૂદરાજને કેહવા લાગો કે આ અતી રૂપાળી રાણી તને ભાવેછે? જો ભાવતી હોય તો આપણે આ સભામાંથી ઉપાડી જઇએ!!! તેજસીંહે આ સબ્દો પોતાની સીંહ છાતી ઉપર ભાલાના ઘા માફક ઝીલ્યા, પણ તે તેનો જવાબ વાળે, તેટલાંતો તે પોતાના ગરૂદને ઇસારત કરતાં તે બાજટ હેઠો પેઠો, અને વીજસીંહ બોલ્યો કે "એ વીશ્વાસઘાતી તેજડા તારામાં સામર્થ હોય તો મારા પ્રાલબ્ધે લખાયલી રાણી આ તારી કુવરી મુકતાને વરી લઇ જાઉછું તેનો અટકાવ કર; નહીતર તારા શેહેર ને ગઢ ઉપર રણજીતસીંહના એક પુરા પુત્રનો તગસ વરસતાં પણ ને ધુલ બરાબર કરવામાં વેર લઇ જશે. આ બોલો તે સ્વયંવર પુરા સાંભળી લે તેટલાંજ તે ગરૂદરાજ પોતાના મયાળુ ધણી ને તેણે ચાહેલી તેની પ્રીયા સંગ ઉઠાવી ઉડયો. સવયંવરમાંથી બાનનો ફુવારો ફુટો પણ તે ગરૂદને વીંધ્યા સીવાય બીજી કાંઇપણ ખરાબી કરી શકયો નહી. વીર ધનુષ્ય છોડતા જાયછે, તે ઉપર મુકતા કર મેલી બોળો "ના ના આ તમને છાજે નહી મારા લગનમાં તમો લોહુ વરસાવનારા થાઓ, તે અપસુકન આ સમાગમનો શંગાર થાય એથી હાથ ઉઠાવો." આ કોયળ સ્વરથી આનંદ પામી વીજ માહ હર્ષભેર મુકતાના સબ્દ ઉપર સાંત બેઠો રહ્યો પણ બે સબ્દ બોલ્યો "મારી મોહીની આ પૃથ્વી ઉપર રણજીતસીંહના બેટાને બે પ્રાણના સબ્દ માન્ય છે!" તે સુખી સલામત પોતાની ફોજમાં આવી ઉતરયો તે વખતે તેને ખોળે મુકતા ઉંગી ગઇ હતી. પણ ગરૂદ છેલી ચોસ મુકતો પોતાને લાગેળા હજારો બાનોના ઘાથી તાંહા મુઓ!!

તેજસીંહે, ઘણાએક માહાન રાજવીરાજો હજુર પોતાની ને તેઓની ઇજત એક બાળક લુટી ચાલ્યો તેનો ખ્યાળ તો કરયોજ નહી, પણ રણજીતસીંહે ફરી પોતાને બીજે અવતારે તેની ઉપર બાજીનું મંડાણ કર્યું તે ઓચંબો દીલ ધરીને તરતજ તેણે પોતાના એક લાખ જબરા જુદાઓને હથ્યારબંદ થઇ મેદાન પડવાને હોકમ કરયો. પલક વચે તે પોતાના લડાઇના કાચમાં ગરક જતો પોતાના ઉતંમ તુરી ઉપર સ્વાર થયો. સવયંવર લશકર બની જવામાં બદલાયો. જેટલા રાજા માહરાજા મુકતાના સ્વયંવરમાં હતા, તે સઘળાજ આ લડાઇમાં લાગતા થયા. સઘળા પોતાના તોખામાં ગરક થયલાં પોતાના તેજ તુરી ઉપર સ્વાર થતાજ કે તેજસીંહ સંગ તેના હરીફની સામુ જોર દેખાડવા પોતાના તુરી સંગાતે પવન સમાન છુટા.

વીજસીંહ પોતે આગળથીજ જાણતો હતો તેથી તે પોતાના તઇઆરી એક બીનથી ઘેરાયલા પ્રવત ઉપર લશકર રચો કરી રહ્યો હતો. પોતાનો ગરૂદરાજ સ્વર્ગવાસ થયાથી તે દીલગીર હતો. પણ મુકતા તે ઉપર કોઇ સારા સકુન, જેમ ધારી નીકલનારા ઉપર ઉમંગ વરસાવે તેમ પોતાને બાળેબાળ પોયલાં મોતી વધાવી દેખાડી રહી હતી. તે શુંદરી બોળી "પ્રાણપ્રીય પીયાજી આ રણને તમો લાલથી જડજો અને જો તે જડાવ જડતાં તમો લાલમાં ડુબશો; તો તમારી મુકતા અંગારાના અમુળા લાલમાં આપને લઈ લાજમાં લોપશે."

આ કોણુ બોલવું સાંભળી વીજસીંહ બોલતો હતો, "હું પ્યારી હજી કોઇ લગ્ન વીધીથી તમને વરયો નથી કીંવા મારી માતાએ આપણને આશીરવાદ દીધા નથી; તાંહાં લગી જો આ રણમાં મારા હાર લાલ રંગાઇ છુટાં થાય તો તમો કેવળ સ્વચ્છ પવીત્ર ને સ્વામી કરયાવનાના છો. જો હું જીવીશ તો આ આકાસ કાં ના મારી ઉપર પડતો યા ભુમી કોઇ રસાયણ સંજોગે ફુકાઇ મારા બદનને કાં ના વીંધતી, પણ મરતાં તલગ મારા હૃદયથી મારે પ્રાલબ્ધ લખેલી પ્રીય મુક્તાને કદી લેશ માત્ર છીટું પાડવા દઇશ નહી." મુકતા બોલી "વીજ ન્યાગથી આપે મોતી બાજટ ઉપર આશણ લીધું ને મને કર લગાડયો ત્યારથી મારાં અસલ વરદાન માફક હું આપની પરણી પ્રીયા થઇ ચુકી. મારો મુકતા હાર આપના ગળામાંછે તે કેવારે પડયો તે આપ જાણોછો? અને તે હાર જે ગરદનમાં ઓરવાયો તે ગરદનનો પતી શું મને પોતાની કેહવાને તથા ખરાબ થતાં જળી મરવાથી અટકાવ કરી કાળા દાગમાં પ્રસીદ્ધ કરશે? ના મારા પ્રીય વીજસીંહ, હું જેવારથી આપણાં નેન મળ્યાંછે તેવારથીજ આપને મારે મનથી વરી ચુકીછુંજ."

પણ તેટલાંતો તેજસીંહનો બાન છુટેલો વીજસીંહના પગ આગળ બોલાવણું કરી પડયો! કે મુકતાએ અતી વાહળથી આલીગન કરી કહ્યું કે "પ્રીય પતી મારા પીતાને સમાલજો. મારી માતાનો સૌભાગ્ય શીંગાર સ્વર્ગથી ના ખુંચવી લેતા!" ઘણુંજ મધુરૂં ચુમ્બન કરી મુકતા ગળે વળગી રહી. પતીવર્તા પોતાના પતીને ન્યાળી ન્યાળી જોયછે. તેટલાં મસ હાથી જેવો તેનો બીછરાજ વાદળ ફાટે તેવી ગરજના કરતો છુટો, તે વીજસીંહને પગ પાસ લાંબો સુઇ જઇ કાંઇ ચેટવતો હોય તેમ સટો થઇ આકાસ જોઇ એવોતો મસ્ત ઉછળ્યો કે ભાદરવાના મેઘામાં જેમ મગરમછ માહશાગરે!

રાત્ર તો એવી કાળી કે બસ કહાની વાત નહી. તારા જાંહાં દેખાય નહી, જાંહાં મશાળ આગ્યા જેવી દીસે, જાંહાં વનના વન લગાડેલાં એક ઝાંખી બતી! તાંહાં પછે કોણ નહી કેહશે કે ફીનાની કાળો દરામણી દાકણીનું લશકર છુટીને તેજસ્વી લોચનોના ચળકાતો પી જાયછે! તે કાળી રાતે હવા ગેરહાજર થઇ. ફકત વીક્રાળ પંખી પસુઓ તે મેદાંનમાં તે રણ-સગ્રામ દરમ્યાંન હતા કે તેજસીંહ ને વીજસીંહ જેવા માનવી ડાપણ ને સુરના પતી હતા કે શું? તેજસીંહના બાને સુર વીજલી વીજસીંહ ને તેની નાહની શેનામાં પ્રગટી. એક એક બદનમાં સો સો સુર આવીને સમાઇ ગયા કે બીછરાજે ગરજનામાં "રણજીતસીંહના માહ પ્રતાપી વીજસીંહ" એ નામ એવું ગજાવ્યું કે તેજસીંહ તેની લક્ષ સેના સંગ મડાબર ગગડી ગયો. તેના સાંધા સુમત મારી ગયા, પણ બીજી પળે બાનોના મોટા મેઘમાં તેની સેના લોહીથી તર થતી ને યુદ્ધ તરાસથી કંપતી ચાલી. તેજસીંહની સેના બાનની બાજુથી બાન છોડતી, તે વીજસીંહના સેનાપતીપણાના ડાપણે તેના લશકરના પગ આગળજ નકામા પડતા; તેજ બાનો લઇને વીજસીંહની સુરા સેના દુશમન ઉપર મારો ચલાવતી, તે આબાદ લાગીને વીજસીંહના હકમાં ગુનકારક ભગાંન તેજસીંહની સેનામાં પડતું; એથી યુદ્ધના પુરમાં તેજસીંહ પોતાની સ્થીતી ભુલ્યો, તેના હોકમ સંગાનેજ તેનું લશકર આગના અંગારામાં તપી પડતાં પંખી માફક બીનમાં તપોતપ પડીને તરફરવા લાગુ. હાં બીછરાજે રાક્ષસ માફક પોતાના ધણીના દુશમનો ઉપર પંઝા અજમાવ્યાં, અને જે ઘાયળ કીંવા સુહુન મારી પડેલા તે સંધાઓને ગળામાંથી ફાંસી નાખ્યા. આ સૂર રણસંગ્રામ તે રાત્રના પાછળાપોહોર તલગ ચાલ્યું અને જ્યારે તેજસીંહને કપાળે મુગટ ઉપર વીજસીંહનો બાન લાગી તે જમીન ઉપર પડીયું ત્યારે તે મુગટ બીછરાજ પંઝામાં લઇ દોડતોજ પોતાના ધણી પાસ આણ્યો, પણ તેટલાંતો તેના રોમે રોમ તેજસીંહના

બાન લાગા, અને વીજસીંહ મુગટ લઈ મસ્તક મુકી ખુશ થાય તેટલાંજ તે ખુશી ન્યાળતો મુરદું થઇ પડયો! પોતાના બે માલ્લા ઓહીને પોતાના કુલનું તાજ ને નોખ મેળવી, એ શોક વીજસીંહને મન ઠરયો, પણ જ્યારે સામે કોઇને જોયો નહી, અને સૂર્યના કીરણથી તેજસીંહ પોતાના સંધા મદદગારો સાથ ભુમી ઉપર અશક્ત પડયો જણાયો, ત્યા તે મુક્તાને તથા પોતાની બાધુર સેનામાંથી એક હજારને લઈ હેઠો ઉતરયો. જેઓ જીવતા હતા તેમને ડોળીમાં નાખી ગઢમાં લાવી માઉજતમાં રાખ્યા. બીજા હજારો મરણ પામેલાને મસાન મોકળીને બ્યવસ્થા કરી. રાજમોહોલમાં જઇને મુકતાને વરવા માહ ઓછવ રચ્યો. પોતાની માતાને તેની દાસીઓ સંગ બોલાવી મંગાવી, અને રાજયગોરોથી પોતાના લગન કર્યાં. લગનની કીરયા સાથજ સારો અવસર જોઇ જોશીઓએ તેના શીર ઉપર કાહયાવાડનું મુગટ મેલ્યું, કે તે શૂરા વીજસીંહે પોતાના પીતાના નામની આણ સારા દેશમાં વરતાવી.

પણ બનનારી ઓર હતી, તે ના મીટી. તે રાત્ર તેની વાહળી પટરાણી મુકતા મુર્છાગત થઇ તેથી જે સુખ વીજસીંહ પોતાને થયળું સમજતો હતો તેમાં ભેદ પડયો. મુક્તા પોતાના પીતાને તન બદન ઘાયળ સ્થીતીમાં જોઇને મનથી લગ્નનો હર્ષ ભુલી. તે ખીન થઇ થઇ પછે એકાએક ચીસ પાડી ઉપળી ગતીને પોંહોંચી. આ મુર્છામાંથી તે રાણી જ્યારે પોતાની સ્વચ્છ સ્થીતીમાં આવી, ત્યારે તેણે પોતાના બાપ તેજસીંહ જેવા ચક્રવૃત્તી રાજાને એક ભીખારી જેવી બલહીન સ્થીતીમાં વીજસીંહને મોહોલ ઉંચે ને હવાવાળા દીવાનખાને કનકપઠારીમાં જોયો. પુત્રી પોતાના પીતાને ઘણાજ પ્રેમથી જતન કરવાને ઉઠી. રાત દીવસ કોઈ પળ પણ આશા-એસ વના તેણી બસ તે નોકરીમાં ખરી ને ખરી રહી. વીજસીંહે ઘણુંએ સમજાવ્યું; ઘણીએ અબછરા જેવી સુંદરીઓ તેજેસીંહની માઉજત ખાતર રાખી, પણ તે પોતેજ પોતાના પીતાની દેખરેખ ને સઘળી ચાકરી કરતી રહી.

જખરા ઘા પોતાના આસુંથી ધોઇ ધોઇ તેણીએ પુત્રી પ્રેમનો લાહવો એવો તો મજબુત પોતાના પીતા ઉપર વરસાવ્યો કે બે ત્રણ મહીનામાં તેજસીંહ પોતાના અસલી સુરાતનમાં જામ્યો. તેણે પોતાની નવી સકતીથી પુત્રીને પણ અજાણી રાખી. કીનાનો રાક્ષસ તેના તન બદન એવો તો વ્યાપેળો વીરતાથી નેનમાં નાચી રહ્યો હતો, કે મુકતા કુમારીકાની જગો કોઇ વેહેમી અબળા હતે તો તેણીના હોસપોસ ઉડી જઇ સબ જેવી કાયાનુ કાલબુદ નાખી જતે. ભોલી પતીવર્તા મુક્તા પોતાનો કાળ જોઇ શકી નહી, પણ બાઠ બાડી બાડીને પીતાને ઘણીજ મધુરી વાછાથી રીજવી તેની સેવા કરવામાં કસી મના રાખતી નહી.

આજે મધરાત્ર વીજસીંહ રાજયપદ અલંકારમાં ગરક ગયલો પોતાના ઘાયલ સત્રુ સસરાના દીવાનખાને પોતાની પ્રીયાનો આસીર્વાડ લેવા જ્યાંહાં પીતા ને પુત્રી પ્રેમે પરસ્પર વીટલાઈ રહ્યાંછે, ત્યાંહાં આવી ઉભો! તેણે મુકતાને હસતું નેન મારીનેજ આ રાત્ર એક પ્રેમ આળીગણ કરવા નેણ ઇશારો કરયો, તે તેણી સમજી કે અતી વાહાલથી પીતાના પાસાથી લાડકી મેના સમાન ઉડી કે પતીને ગળે વળગીજ ગઇ. જાણે વીજને હૃદયમાં ગરીજ ગયીની! મુક્તા બોલી "મારા પ્રાણ મારા વાહળા પીતાને ક્ષમા દીયો!"

વીજ બોલ્યો મારી પ્રાણ પ્રોયા, તારા વાહળા પીતાને ક્ષમા! અરે મારા હૃદય, જે તારા પીતા તેજ મારા પીતા, અને આ રાજ ને હું કેવળ એક, એમના તાબેનો ભંડાર છું. જો એમણે કસી સંકા હોય તો આ મારી શીરોઇ ને કટાર ને ધનુષ્ય એઓને નજર છે. જે યુદ્ધ સરયું ને વેર હતું તે મારૂં નહી પણ મારા વડવેલાનું હતું તેનો હવે ફડચો થયોછે, આજથી

મારાં સંધા વાણા એમણા પોતાનાજ છે. આજથી મારી પ્રાણ મુકતા તારો વીજ તે તારા પીતાનો પુત્રજ તો!!

આ સબ્દો તે દીવાનખાનામાં સોભા પામતા મુકતાની જોબનવંતી છાતીમાં ફોટગયા. તેણી નવધારા લોચનોથી વીજનું મુખ ધોતી પીતાને પગે પડી; પણ તેજસીંહ તેના ઉતરમાં પોતાનું પુરાણું લોખન કવચ અંગમાં ગાલીને વીજના નજર કરેલાં શસ્ત્રો સજી લઇ તતકાળ ચીતા માફક ઉછળ્યો! તેના કાળા ઘેરાપલા મોહોડામાંથી વીજની દોસ્તીનો તીરસ્કાર થયો. પોતાની પ્રાણ કરતાં વધારે જતનથી ગાવજત કરનારી અતી કોમળ મુકતાને "ઓ મારા નામ ને કુળને કાળું કરનારી હાકણી તેં હોશ્યાર રેહવું. હમણા તો હું તારો પરોણો હતો, માટે આ તારા માની લીધેલા સ્વામીનીજ કટારથી તારૂં કાળજુ પ્રારી મારા કુળની નામોશીનો નીકાળ કરી શકતો નથી, પણ હવે પછે ઓ મારી કુલે સોભા ને નામની બરબાદી કરનાર, ઓ મારી સુખી આનંદી ને વીશ્વાસે રહીલી પ્રજાના કાળને તેડનાર છોડી, તારાં કાલજાને આ કટાર ચીરસે, અને તેના તુચ્છ લોહીને પીવાને પોતાનું તુચ્છ મુખ અતી વીરતારશે." એમ કેહતાંજ કે પોતાના બળને જાહેર કરતાંજ કે પંખી માફક પાસે આવેલાં તરૂપર કુદી જતાં સાંપ માફક તે લાંબુ તરૂ મલકમ માફક ઉતરી ગયો! આ બનાવને પળ ભાગ્યે ગુજરી હતી, અને મુકતા ને વીજ તેનો અટકાવ કરી વધારે બનખેરતા વખત લગી તે મોટો હેદ્દો જાળવવાને યતન કરે તે આગળ મોહોલ ને તેનો બાગ તો શું, પણ તે કીલા કે શેહેરમાં તેની નીશાન પણ કોઇએ જોઇ કે જાણી નહી! અને તેની અછી ખોળ માટે કસાયલા સીપાહીઓને હોકમ થાય, તે આગળ તો મુકતા કાયલી થઈ મૃત્યૂને પંઝે ઓલાઈ હોય એમ તેની દોડાદોડ થઇ રહી. મોહોલમાં દરેક જન આ બનાવથી વાકેફ થયાં, સવાર પડતાં જુનાગઢનું એવું એકે પણ રહીશ ના હતું કે તે આ તરાસદાયક તેજસીંહની ચાલથી અજાણ્યું રહ્યું હોય.

આ હાલથી મુકતા કેવળ કપુરના રસની ઉજળી પુતલી હોય તેવી ફીકી ચાંદની જેવી નીખાલસ થઇ રહી. વૈદ્યોના રશાણ ને વસાણા તેની કાંતીને અનુકુળ થયાં નહી, પણ ઓર તેથી ફાયદાની જગો તે મોહીનીના બદનમાં વધુ ને વધુ મૃત્યૂ પેસ થતું ગયું. જો કોઇએ એ વેળાની મુકતાને જોઇ હોય તો મૃત્યૂની ખુબશુરતીને આખી બ્રહ્માંડમાંની અવલ સુંદરતા જાણી લઈ મૃત્યૂ સીવાય બીજી ખાયશથી હાથ ઉઠાવે. આ વખતની મુકતાનાં ચીતરી ચીત્ર કળાના શાસ્ત્રમાં કોઇ ચતુર ચીતારાથી નવું મેદાન નીકળી આવે. એક તો એક તીપું રૂપેરે તેના બદનમાં નહી તેવી ઉજળી ફીકી ચાંદની જેવી થયી રહેલી, તેમાં તેને બાળેબાળ મોતી પોયલાં એવી જે તે સુંદરીની વેણી, તે વેણી છુટી રહી તેના અરધ ઢંકાયલાં નહી ઢંકાયલાં શરીરને સીતળતા કરતી જાળી બની રહેલી, તે તેની ઉજળી ચકચક ચક્ષુના ચલકારાની ઝણકોરી, કમળ જેવાં તેણીના મુખને સરોવરના નીર જેવા તેણીના અંગ ઉપર, શોકાતુર સોભતી હતી. સારાં સરીર ઉપર માહ કારીગરીની કાશમીરી અમુલી શ્યાળ, વળી ઉજળી કપાસ જેવી, પાટલી તલગ એ ચાઇ રહેવાથી, સુધ કીરતીની સ્વચ્છ બનેલી કુમારીકાજ! કરણમાં મુકતાના કમળ ફુલ ઝુલી રહેળાં તે પણ રંગમાં સપેત હોયાથી તેણીના સપેત સમુદ્રફીન સમ થયલા ગાળને થતી સોભા કયા વર્ણનથી પોતાની વીરતા વખાણવે; પણ જ્યારે તેણીનું ચાંદી જેવું થયલું મોતીના લુલક જેવું નાખ, અમુલ્યાં મુકતા નઠણીથી કયા ભગવંત અંસ ઠરેળ મનને જોતાં નહી લલચાવે? આ તો ભાગું તુટું ચીત્ર ખરી સખીના છાયાંને પણ મળતું ભાગ્યે થયા સમ હોયાથી આરસામાં દીસતા દેખાવ સમાન પણ કાંહાંથી? ઉપલાં મોહીની રૂપમાં બદળાયલી મુકતા જે સેજપર પડેલી હતી,

તે પલંગ પણ સોનાનો જડાવ હોવાથી દીવાનખાનામાં મોહીનીનું વીમાન આવી ઉતર્યું હોયની, અથવા આકાસથી સુંદરતા પોતે કોઈ તરાસ વ્યાપ્યાથી વીજસીંહને આશ્રય આ મજબુત કીલાના મોહોલમાં થોડીક પળ વીસામો લઇ રેહાણ કરી રહી હોયની, એ સીવા જોનારને દુજો ખ્યાળ કમ આવશે.

આ સુંદરતા વીખરાવતી સ્થીતીમાં મુકતાને એક બે ત્રણ એમ મહીના પછે મહીના વહી જતાં લેસ આરામ થયો નહી. દન પર દન તેણી સોકાધીન થતાં ચીંતાનો ચંદ્ર બની. આ સ્થીતીમા તેણી, વીજે ઘણો વેલ પોતા પાસે ગાળે એવું ચાહી વારંવાર પાસે રેહવા કહાં કરતી હતી, પણ વીજે ઉપર તેજસીંહના વેરે વેળો નાખ્યો હતો, તેથી તે ખુદરતી કોપાયમાન દૈત્ય દેખાવનો માનવી પોતાના દેખાવમાં વધુ તરાસદાયક થતોજ કે તે આવતા કાલા સમાની મોટા પાયાપર તઇઆરી કરતો રણ મુલાકાત લેવાને નકી થતો જતો હતો. તે મુકતામાં ને મુકતાના કુટુંબમાં પોતાના કુળ ને પોતાના નાગને આપ ને શોક ને વેરમાં ગીરફતાર જોતો હતો. આ જગતના સુખ કે આનંદ કે ચેન કે નીરાંત કરતાં તે પોતાના વડપેળને તે સ્વર્ગ જગતમાં મુખ બતાવવા લાયક કામ કરવામાં પોતાનો અંત લાવવાને નકી ગણત્રીથી તેજસીંહ જેવા સો સુરાઓનો હરીફ થઇ રહ્યો.

ગઢ પાસેના ગીરાઓમાં વીજસીંહે સામેલું લશકર એવી તરતીબથી રાખ્યું કે તેજસીંહને એકાએક કીલા ઉપર આવી પડવાનો લાગ ફાવે નહી. તેમ તેણે ગીરામાં ખોરાકની જીનસો ને શસ્ત્રના ભંડારો ભરાવ્યા. તરત તેણે એક કાલા પથરનો અલાયદો મોહોલ ઉઠાવ્યો; તાંહાં તેણે તે લાયક શંગારથી ભરપુર કરીને રાજનો સંઘો ખજાણો માહે રાખ્યો. પણ આ વેળાની રણભુમી તે ખજાણાની તરફી થયલી તેની કોડી પણ રેહવા દેનાર નથી, આ ગણત્રી ઉપર વીજસીંહની કલપના ઠરી હતી. સેનાની સામગ્રીમાં તેણે કસી બખીલાઈ વાપરી નહી. નવા અઢા એક લાખ રજપુત જવાન સીપાહઓ શસ્ત્ર સજેલા યુદ્ધમાં પાવરદા કરી તે સૂરી સેનાને ગઢમાં ઠામ ઠામ ગોઠવી દીધી. રાત દીવસ વીજસીંહ પોતે પોતાના રાજ્યનો બંદોબસ્ત ને દેખરેખ જાતે રાખે. તેની નાહની ઉમર, કે તેનો ટુકો અનુભવ, ખુદ તેનો મોભો નાહનો દેખાડયાને બદલે તેને એક એવોતો વીક્રાળ વીર ને રાજ્ય લાયક ખટપટી દેખાડતો હતો કે તેના હોકમને ગમે એવો વૃદ્ધ, તાબેદાર થઇને માણતો હતો. તેનું જાંહાં કદમ ઠરતું તાંહાંથી તેની સેના કે પ્રજા તે ઉપર ફીદા થઇ રેહતી હતી. આ હાલતમાં વીજસીંહ પોતાની કીરતીની પંચાતમાં એકવીસ વર્ષનો થયો. અને આજતો રસીળી ફાગણની પુનેમ છે. ગઢ રંગમાં રોલાયલો કોઇ શૂરાતન વ્યાપેળ માહ યુદ્ધમાં માહ હલ્લાહળ ને કાપાકાપી કરી રહેલા વીર સમાન થયોછે. સઘળી પ્રજા પ્રેમના બાન લગાવતી હોલી ગાઇ ગાઈ ગુલાબનો વરસાત વરસાવેછે, કેસર પોતાના રંગની બખ્યારીમાં તારૂણીના જોબન સમાંન ફાવીછે. અબીર પુષ્પની સુગંધીનો બાહાર વીખરાવી મદના છકેળ છેલો ને છેળણીઓના છાણા મનની વૃત્તીને વાહરે ચઢયો હોય તેમ મદન મસ્ત થયોછે. અરગજા, નીર્ભયપણે પોતાના અંગમાં ભેળ થયલાં નીરની પીચકારીઓમાં અંગના ઉમંગનો ઓછવ કરતો મનના તુરંગનો તુરી કલપનાની કળામાં છક કરેછે. અરે જાંહાં તાંહાં રંગ ગુલાલ ગુલાબની સુગંધીમાં પોતાના રંગની બખ્યારીથી ગઢને લાલ સુરંગ ચમકાવેછે, તે રંગની ઓર પણ છટા, સુર્યના તડકાં સંગ એકાકાર થઇને મન આશાની દાસણા કરી દેછે. સુર્ય પણ આ હોળાનો રંગ લેતો હોય એવો સોંગ તેના કીરણોની મદદગારીથી પ્રગટ પડેછે, એ સોંગથી સુર્યની પ્રૌઢતામાં કઇ ખામ જણાતી નથી, તોપણ એ

ઉપરથી ખ્યાળી આ તર્ક તો થઇ શકે કે ખુદરત છાપ પાડનારા ફેરફાર થતા મહીમાના રંગ, પ્રવત્તવાસી જોગી સમાન ઇશ્વરાવતાર પણ ભોગવવાને નીરદોષ શામેલગીરી લેછે. આ રંગ લેવામાં ગઢના ઘણા જવાન ઘોડેસ્વારો પોતાની અછી કસરત બજાવતા ને પોતાના અંગના બળનો કાંઇ ભરૂસો આપતાં ઝકાઝક ઝકાઝક તુરકી ચાલ દેખાડેછે: આ હોળી પંખી કે પસુ પણ એળવાને આતુરતા ભેર હઇં તઇં મદનમસ થયાંછે. તેઓ પણ ખુશ ખુદરતની રળ્યામની રૂતના મહીમાની વાંસળીમાં રાગણી લંબાવેછે. ભુમી ઉપર નર નારી, તરૂ નીચે પશુ, તરૂ ઉપર પંખી, હવામાં અગ્નીત રૂત ફેરફાર અને આકાસમાં સુર્ય પોતાના કીરણોથી તે હોળીના ઓત્સવમાં ચકચુર છે. જેને જે ભાવેછે તે રંગ, તે રંગની રાગણી ને તે રંગના જુસ્સામાં ગરક છે. વીજસીંહનું આખું રાજ્ય તે પરવમાં રીજેછે, પણ વીજસીંહ શું છે? એક ઉજાડ રાનમાં કોઇ પ્રવન સીખરે ઠરથી તરેળ પડેલા અર્ધ જડ ચોંટેલા તેમજ અર્ધ તેથી અળગા થયલાં તરૂ સમાન તે છે. તે રાજનો માલક છે પણ રાજ ઉપર મોટી તવાઇ ને ધાર છે. તેને આકાસની અપછરા કરતાં સુંદર અર્ધાંગના છે પણ તે લગન વઘન પડીને તે સુંદરી આજ મૃત્યુના પાસામાં સુતા સમ છે. તેની એક બુદરવી જબરી સેના છે, પણ તે ઓચીંતા આવતાં તોફાન સમ ઇશ્વરી ગજબરૂપી કાપાકાપીમાં ભાગ્યે એક દીન ચાલે તેટલું બળ છે. અને તે સંધું જતાં તે અંતે જો પ્રાલબ્ધ સમુ રહ્યું તો એક માર ખાઇ ખાઈ દોડરા થયા સમ જીવડો લેખાય! પણ પ્રાલબ્ધ ઉળટું થયું તો તેના હાડની કને કન તે જે જગો જાણતો નથી તાંહાં છુટી પડીને પશુ પંખીઓના ચાંચમાં ચટણી થઇ જાય અને પછે તેની આસા તેના છુટાં પડેલાં રોમ રોમ અણી ઉપર ટીંગાયલી પવનના સપાટામાં એવી ગુપ્ત ગસડાઇ જાય કે ફરી તેની કાહાણી આ પૃથ્વી ઉપર કોઇ પ્રાણ કે પ્રગણ કે કોઇ જાન કે જમાનને રેસ સાંભરશે નહી. આ સ્થીતી વીજસીંહની હતી, તેથી તે આ રંગમાં રીજયા કોને સુંદર મુકતા પાસ કોઇ કળાપીત રાક્ષસ જેવો જોસામાં ધીકતો બેઠોછે. તેણે એવોજ વીચાર આવ્યો કે આજ તેજસીંહ આ ગઢને હોળી કાં ન ખેળાવે? આ વીચાર પળક પળકે વધુ ને વધુ મજબુત થતો જતો તે ઉપર એવી અશર કરી પડયો કે તતકાળ તેણે મુકતાને આલીગન કર્યું અને કોમળ લોચનસે તરાસી લોચન લગાડી બોલ્યો કે "મારી પ્રાણપ્રીય આજ આપણું રાજ પોતાના સઘળાં લશકર સંગાતે તારા પીતાના કીનાથી હોળી ખેલશે. લોહુનો ગુલાલ આ ગઢને તરબોર કરી હાડ માંસના કીચલની ખાહીથી તે વીટળાશે. મને આ પ્રગટેળો સુર્ય પોતાના સઘળા કીરણોમાં મારી સેનાના યમ અવતાર દેખાડેછે." ગમભીર વીજ એ સંકા સાથ સુંદર મુકતા પાસથી પોતાની શૂરી સેનાના મથક ઉપર પોતાનો કાલસીંહ દપટાવતો આવ્યો, તેણે આ ખ્યાળમાંજ પોતાની સઘળી સેનાને હોકમ કર્યો કે તમાંમ લશકર તઇઆર થાય. આ હોકમને દસ પળક ભાગ્યે ગઈ કે ગઢ બીલકુળ મોટી શેનાના શંગારથી મેઘા ચડેલું ઘનઘોર આકાસ થયું! ભાગ્યે એક એકને દેખી શકે પણ જેમ તુફાની પવન નીકળવાથી તે ઘનઘોર આકાસ આકુળ વ્યાકુળ થતું ચારે બાજુ ફરી વળે તેમ તે ગઢ તે મોટી શેનાથી થઇ ગયો. અર્ધ કલાકમાં તો શૂરાતનનો ઘેરો એવો જબરો થયો કે વીજસીંહ મુકતાની રજા લેવા વળ્યો. મુકતા ચ્રણુની સેજ ઉપરજ પડી રેહતી, તે ભાગ્યે કોઇપણ કારણ માટે ખીછાણુ તજતી હતી, તેણી આ વેળા વ્રેહાંગની વાદળી થયલી પોતાના ઇંદ્રને ઉછળી હેડે વળગી બોળી! કેવા મધુરા સબ્દો તે! "ઓ પ્રાણસ્વામીરાજ મારા વાહળા પીતાને ના મારતા. આ કાળો કલંક મારા પ્રાણ પાયાને લાગે તો ખાલેશ મુકતા પાપ પ્રવત્ત થઇ મસાન જળી ચુકી. મારા પ્રાણપત્તી મારા પ્રાણપીતાને મારનારા કેહવાય, એ કીરતી ના હોય!"

વીજસીંહ ઘણો વખત વીચાર કરી બોલ્યો, "મારી અમૃત મુકતા, ત્યારે રણમાં તારા પીતાના યુદ્ધસંગ્રામમાં હું મરીશ, પણ તારા પીતાને મારો ઘા કરીશ નહી. અને જો પ્રાલબ્ધમાં આ લેખ હોય તો તું સુખે તારા પીતાનું તાબે થજે. મારી માતાને હું હમણા મળવાને શકતીમાંન નથી. તું આ વીપ લે, જ્યારે મારી સેના સંગ હું રણમાં પડું ત્યારે તારે એક આ મોટી બક્ષિસ મારી ઉપર કરવી કે એ વીષના થોડાં બુંદ તેણીને મુખમાં રેડીને કેહવું" કે "વીજસીંહ તારા માટે ઓતીછે તાંહાં જા, અને તારા પાસામાં જેમ તેને તેના બાળપણમાં રાખી રાખીને ઉધાર્યો તેમ તેના તારૂણ અંગને લઇને આ જગત ટાને બીજી સ્વચ્છ જગત જાંહાં કોઇ કીનો કે વેરી નથી તાંહાં લઇ જઇ ઉધાર અને ઇશ્વરના ચરણ પાસ રેહ."

મુકતા નવધારા વેહતી લોચને સાંભળતી ઉભીછે. તે જોયું ન જોયું તેમ વીજસીંહ તરત તાંહાંથી ગયો, તેના પેલા કાળા તુરી ઉપર પેલા કાળાં તીખાનુ કવચે ઢંકાયલું અંગ સ્વાર થતાં તે મધ્ય રાત્ર બનેલા જેવા ખરી બપોરે તે ગઢને દરવાજે પોહોંચ્યો. તેની સેનાએ અદબ બજાવી તેની ઉપર કુરબાની કરી, પણ તેના જીવમાં વંસ ને વેર ને મુકતાનો ચંદ્ર ચેહરો બંધો હરદમ હરાઘ ચમકી રહ્યોછે. તેણે ગઢનો મોટો દરવાજો પસાર કર્યો કે તેની માતાની શોકાતુર છબીએ તેને આવકાર દીધો કે "ભલે પધાર્યો પ્રાણ બેટડા કે આજ આપણા કુળનો કાલ પોતાની નીશાન ટાકતો સઘળાં શુરાતન સંગ ધાયો આવેછે, તેનો નીશાન આકાસને હરાવેછે. વાહલા બેટડા તું હવે તારા નીશાનને મેદાનમાં ઓકાવી તેનો નીશાન ઢેળાવી પાડ, અને તેને કમરમાંથી કાળો કરી એકવાર તેને તેની બુદ્ધી આળ કે "આ પાષાણ પ્રાણ તારા પ્રાણ ઉધારનાર તારી મુકતાના પ્રીય સ્વામનો હરીફ થવાને જરા લજા કે તારી રખવાળી કરનારને આ કાળા બદળા દેવાથી તું શું મેળવનાર છે?" આ હવાઇ તુરંગથી તે ચોંકયો પણ તે જગો તેણે કોઇ કોમળતા દીપાવતી મુરતી જોઇ નહી.

માહવીદ્વાનો કેહછે કે મનની ધણુ જેવી કરેછે તેવા બનાવો આપણા મુગટ ઉપર આવેછે. જેમ વીજસીંહને લાગું, તેમ તેજસીંહે આજ રોજે હોળીના ઓછવનો, લાભ લેવાને નકી રેડાવ કરેલો, તથી તે પોતાની મોટી સેના લઈ એકવારના પોતાના માનીતા ગઢ ઉપર તુટી પડ્યો. ઇશ્વરેચ્છા પાસ મનુષ માતીની બીસાત શા સંબંધ ધરાવેછે? તે રાજવંસી હો, ને રાજમંત્રી હો કીંવા માહ મુગતધારી હોયાને તેની સતાનું બળ બ્રહ્માંદ માનતી હો, પણ જ્યારે આકાસ ને ભુમીનો ચલાવનારો અદ્ભુત શકતીનો સાહેબ કાંઇ ફેરફાર કરવાને નેમ ગમી વચ્ચે આવેછે ત્યારે તે જેમ એક તુચ્છથી નીરજીવમાં નીરજીવ કીડીને છકર પડેછે, તેમ તે ગતીમાં ગાફેલ ગગરેછે. કીનાની જવાળામાં તેજસીંહને રણજીતસીંહ જેવાં માહ યસસ્વી રજપુત ભાઇઓ પોતાના જુરસા ઝુડાંમાં અરસપરસ મરયા, તે જવાળા રણજીતના મર્ણ પછે પણ તેના વંસમાં તેના વંસની સદાબરી બરબાદી કરવાને અર્થ દાખલ થયા પછે ગમે એવો કાંહ ના વીજસીંહ માહ ચતુર પેહલવાન હો અને મુકતા દેવી માહ સ્યાણી રાજકુવરી કીંવા પટરાણી હો; પણ તે વ્યર્થ થઇ કીનાના માહભારત યુદ્ધ મંડાણથીજ ઓકાણ વળી, તે સાંતી પામે કેમ? સૂરવીરો જો કોઇ પણ સબ્દ કે લક્ષનને ધીક્કાર દેતા હોય તો તે સાંતીછે. તે સાંતીમાં ઠરવાને ઠેકાણે અમીરાઇમાં ધસડાઇ જઇ, ગમે એવા ડબાણમાં, ગમે એવા સમે ગીરફતાર બની ગુમ થઇ જવા યા કોયલા જેવા જીવતરમાં ઢંકાઇ જવાને રાજી રેહેછે. એકવાર મોટાં રજપુત રાજયનો સ્વતંત્ર માહરાજા, મોટી રજપુત સેનાનો સૂરો સેનાધીપતી અને ઉંચા રજપુત મુગતધારી છત્રપતીઓમાં વડો કેહવાયલો ખરો, પણ તેનું મન જે જન્મથીજ

કોમળતા ને એક કીરતીથી અજાણ્યું તે કેમે કરતાં ઉંચ વીચાર ને કરમને બેસ્તું થયું નહી. તેથી તેણે માહ ખુદા વીજસીંહની ઉંચો રાજયધોરણ ને મનસ્થીતી પારખી નહી; તેથીજ તેણે પોતાના માહ પરાક્રમી ભાઇ રણજીતસીંહની સ્વર્ગે સોભતી સખીને સંભારીને ન્યાયી વર્તણૂક વાપરી નહી, અને તેથીજ ઇશ્વરેચ્છાથી તેની ગાદી ને રાજ કાયમ રેહવાને વીજસીંહ તેની એક પુરી રાજકુવરી મુકતાને પતી મળ્યો, તે કદરથી બેખબરો રહ્યો. તેણે જ્યાંહાં આનંદની હોળી ખેલવાની હતી, ત્યાંહાં ઉદાશીની હોળી ખેલવાની શીરૂ કરી. વેરની ચોરતામાં વીટળાયલો મનના કાવાદાવામાં કપટથી લેવાયલો, પોતે પોતાનાજ ખાસ લોહીમાં સ્નાન કરવા વીક્રાળ દીલે તે માંહે પોતા સમાન ગાફેલ થયલી પોતાની સેના સંગાતે આંખી વીંચી ધાયો! તેજસીંહે સેનાને યાહુમ કુચ કરતી ગઢ ઉપર છોડી, તેણે પેહલી ધનુષ્યમાં ખેંચેલી બાન ગુલાલમાં બોરેલી હતી કે હોલી પળવાના તે સુકન થઇને તે કીનામાં જસ ને જીત પામતો ધરાઇ હાથી માફક બાજી પળ્યાની મસ્તીમાં છેલ્લીવાર ઉત્પન્ન થતાં માહ હર્ષમાં જયનો નીશો પચાવતો આનંદ પામે! પણ તેના ખ્યાળી લક્ષણોમાં લાક્ષણ હોયાથી અને તેના ઉઠાવેળા કીનામાં ન્યમ કે નોંક જાંખી પડયાથી તે પોતાની બાજીમાં કોઇપણ તરફ પ્રાવેળો કેહવાતાં પણ નાશાવ્યા સમ તેની સ્થીતી હતી.

કાલસીંહ કાલ માફક વીંજસીંહની ટાંગ હેઠળ ધણીના દાવપેજથી ઉછળતો તેજસીંહના લશકરમાંથી આવી પડતા બાન સામે એવો બચાવ કરતો હતો કે બંધે સેના દંગ હતી. તેજસીંહે બણ તરેહથી બાજી ચોકસ કરી હતી; તેણે એક બાજી એ રચી હતી કે કીલાના જે મેહેલમાં મુકતા પોતાના સ્વામીના ખ્યાળ ભરી પડેલી હતી તે મેહેલને ઉડારી નાખવાની તમાંમ સામગ્રી તે ભીતર દાખલ કરી હતી કે વખતે દાવ વ્યર્થ જઇ દુશમનનો જય થાય તો તે ગમે એવી અશક્ત હાલતમાં પણ પોતાના વેરનો અછો ભાગ નકી કરી શકે. બીજી બાજી તેણે કીલાના ભીતરમાં દારૂગોળો ભરી તે જ્યારે તે જીતી શકે નહીજ ત્યારે તે ઉડારી નાખી નામ ને કીરતીમાં મરણ પામે. ત્રીજી બાજી તેના ધનુષ્યમાંથી વીજસીંહ ઉપર છુંટતા બાનો તતક્ષણ ઝેર પાયલી અણીના હોયાથી તેમાંનો એક બાન વીંજસીંહને લાગતાં મર્ણાવસ્થામાં ભાંય ઉપર ગગરી પડે. યુદ્ધ તો એવું મચ્યું કે તોશાન થઇ આવી આકાસથી પડતાં કરાં માફક શીપાઇ બચ્ચાઓ ભાંય ઉપર પડવા લાગા, અને કીલા ઉપર વીજસીંહ હોયાથી તેજસીંહની બાજી સઘળી વ્યર્થ જઈ ઉલટી તેની સેના ઉપર ખાસ તેની પોતાની રચનાજ ગજબ ગુજારી શકતી હતી; યુદ્દદેવે તે યુદ્ધમાં હાજર થઇ કોઇ મજો મેળવવાની કસરત માંડી હોય એ રીતે વીજસીંહ ને તેજસીંહ વચે બાજી રસપર ચઢીને તલવારમારોની ચટણીજ થઇ રેહવા લાગી. તેજસીંહ પોતાનું મોટું લશકર ખપાવતો ગઢ ઉપર ચઢવાને પ્રાપ્યો. એટલુંજ નહી પણ પોતાના હરીફને ઘેરી ઉભો. પણ હજારો બાન ને ગોળીમાં વીંધાઇ રહેલો વીજસીંહ પોતાની પટરાણી મુકતાના સબ્દો માન પમાડવા દ્રઢતામાં તેજસીંહ સામે હાત બાંધી ઉભો હતો.

વીજસીંહને જોતાંજ તેજસીંહ માહ કોપાયમાન થઇ વેરમાં ગરક ગયલો બોલ્યો "ચોર રાક્ષસ, ધીક્કારવાળા નષ્ટ મારો બાન સમાળ. કુત્તા નગુણ તેં બેઅદબી કરીછે તેનો બદલો એજ કે તારા બદનની છીણછીણ કરી દઇને કુત્તાનો ખોરાક કરૂં."

વેરમાં એટલોતો આંધળો ને મતલબી થયલો કે તેનો જબાં આગલ બોલતાં ધ્રુંજવા લાગી. તેની રગમાં દેડકાં પેસી ગયાં હોય એવી ગાંઠ ગાંઠ થઇ તે ઉકળી ચાલતી હતી. તેની લોચનો લાલ અંગારાનો મસ મશાલો સળગી રહી; પણ લોહી યુવાન વીજસીંહ તેના હળકા

સબ્દોના ઘણઘણાટથી જુસો મનમાં સમાવતાં લોહુનો ફુવારોજ થયો. શું કરે તે પોતાના વચનને આધીન! તે દરકાર નહી કરતાં આજુબાજુ ગોળીનો વરસાત વરસાવી તેજસીંહના જબરાં લશકરને પળેપલ ઓછું કરતો હતો. જોયે તો તેજસીંહ તેને બાનોની ખારીમાં ગગરાવી દે; જોયે તો શીરોઈના કુવામાં ડાબી દે, તે ગમે એ કરે પણ તેનો સામે તેને કસું કરવાનું નહી હોયાથી તે પોતાનો હરીફ કાળો છે કે ગોરો, વૃદ્ધ છે કે તૃણ, જબરો છે કે અશક્ત તે જાણવાથી પણ તે માહ મનનો જવાન પુદ્ધો બેતંબા હતો!

વીજસીંહની આ વર્તણુકે તેજસીંહને પોતામાટે ઘણો માઠો વીચાર આવ્યો; તે તેની પીઠ તજરથી કાતી લોહીથી ગળતી જોઇ તાજુબ રહ્યો, પણ તેના ધનુષ્યનો દોરી ખેંચાઈ રહે તે આગળ એક અબછરા ગુસાનો ચેહ સમાન લાલ ઢોકતી આવી વીજસીંહને વળગી પડી. "વીજ, ત્હારા કીનાને બેતંબા ના થા. અરે તારા બાપાનો કોટી કોટી ઉમેદોને ભષ્મ કરનારા રાક્ષસનો બાન તારા વજ્ર વદનને ફોરીને લોહુ પીયે? અરે શૂરવીરોની શોરોઇ પોતાના વેરીના કાલજાના ખોરાક વના અપવાસ કરતી રહેછે તે અપવાશ તું ભાંજી તારી શીરોઇનું સર તે રાક્ષસ અંગમાંય ભોકી દે. અરે આકાસ ઉપર માહ શૂરો રણજીતસીંહ પોતાના બેટાની બાધુરી જોતો પેલાં વાદળામાં વીંટાઈ ઠરયોછે તે મારા બેટા તું જો. આ કાળા દૈયને તે હવાઈ રણજીતસીંહની નેઘા સામુ તારી શીરોઇથી બે બાગ કરીને માર લાત તે મલીન ભાગોને, કે ભુમી તે પલીતાઇથી કમકમતી તેની નામોશી પામવામાં ઢીલાશ લઇ રેહશે. અરે વીજ તારી માતાના સબ્દો તારી સ્ત્રીના સબ્દો ઠાને હેઠા પડવા લાયક છે?"

"ના શૂરી રજપુતાણી, તારા સબ્દો માફક તારા બેટાને નહી ચાલવાને મારી તરફનું બંધાણ હોય તે હું રદ કરૂછું; પણ વીજ ધન્ય તારા શૂરાતનને કે તેં તારી મુક્તાને આપેલાં વચન ઉપર તારી જીંદગીને ખેરાત કરવા લગારે ઘાલ કરી નહી! પણ મારા બાપા પોતાનું વેર જયારે લેસભાર કમી કરતા નથી અને નાવાજબી જગડો જગાડી રૂધીરનો સાગર બનાવી રહ્યાછે, અને તેની પોતાની એકની એક પુત્રીના પ્રાણનાથના પ્રાણના તરશ્યા થઇ ખુની સમાન વેરમાં તલપાછે ત્યારે મારો સ્વામી માહાન શૂર વીજસીંહ તે વેર ઉપર પ્રેમની નદી વેહતી કરે! મુકતાને લાયક એ સ્વામી આપની સેવા સારુ દેવતાઓના આસીરવાડ વરસજો."

પણ મુકતાને જોઇ વીજસીંહ આકળો પડયો કે તે કેવલ વાદલી જેવી હલકી ને વીજળી જેવી ઝલકતી ઉજળી કાંતી મોહોલમાંથી કયા માર્ગે આ રણમાં આવી; પણ તેટલાંજ એક રાક્ષસ પોકાર પડયો.

"અરે દાકણી તેં આ ભુમી ઉપર તારી માતાના ગર્ભમાં સાપણીના અવતારે ઉછળી આ પૃથ્વીને ફુરવીછે. તેં આજ પૃથ્વી તારા દાવે લોહુ ગગરતી કરી તેં મારી શૂરી સેનાનું રૂધીર ચુસ્યુંછે. તારી કાળી શીકળ ઉપર લક્ષ ઝેરી બાન ફુટજો." તેજસીંહ પોતાની દીકરીને જોતાંજ આમ બોલી સીંહ માફક ઉછળ્યો. વીજસીંહ પોતાની પટરાણીનો બચાવ કરી લે, તે આગલ તો તેજસીંહે માહ ખુની રાક્ષસ સમાન મુક્તાના મોહ ઉપર એવી એક જબરી તરાપ મારી કે ડોક ઉખેડી નાખી તેના મોહનો તેના માથા સાથનો ઉપલો ભાગ તોડી પીખી જુદો કરી વીજસીંહની છાટીમાં મારયો! આ કામ એક પલના સેજ વખતમાં થયું; પણ વીજસીંહ તે ભાગ તરત ઝોળી લઇ પોતાની મુકતાના બીજા બાગ સાથ તરત એક કરી તેણે તે મુકતાને પોતાના પાસામાં લઇ લીધી પણ તેટલાંજ તેજસીંહનો ઝેરી બાન છુતો તે ઢાલ વગર વીજસીંહને તરતજ ભુમી ઉપર લઈ પડતે; પણ કાલસીંહે એક જબરા ખંખાર સાથ કુદી બાન પોતાના બદન ઉપર જીલી

તેજસીંહનો તોતો પોતાના ડાચામાં લઇ આગળ ખેંચી એવીતો પીસી છોડી દીધો કે તે આચકો લાગાથી તે લગભગ મુઆ જેવો થયલો તેજસીંહ કીલા ઉપરથી નીચે ગગડી પડયો તે તાંહાં તેની યુદ્ધમાં જાન ઉપર બાજી ખેલતી સેના વચે છીણ છીણ થઇ તેની સાકરયા દાના જેવી છલટીઓ આસેપાસે એટલી દુર દુર ઉડી કે તે આ પૃથ્વીમાં કોઇ વખતે પણ માણસ હતોજ નહી. અને કાલસીંહ પણ તેના ઝેરી બાનની અગ્ની વ્યાપી હદયનાની અકલામણમાં પોતાના ધણીને પીથ ઉપરથી હેઠો મુકી કીલા ઉપરથી હેઠો પડી પોતાના શીકાર માફક પળમાં કણકણ થઇ દેહમાંથી છુટો. આ દેખાવે, વીજસીંહે પોતાની મા મુર્છાંગત પામી તેણીને પોતાના શૂરાઓને ઇશારો થતાં મુકતાના મોહોલ તરફ તેઓ લઇ ચાલ્યા. યુદ્ધ જે ખાતર હતી, તે રહ્યો નહી કે રજપુતો વેરથી મોકલા થયા; પણ તેટલાં એક ધરાકો એવો થયો કે બંવે ચુપ થયલા લશકર ભ્રમે પામ્યાં. મુકતાવાલા મોહોલ હેઠો તેજસીંહે રાખેલા દારૂ કોઇ અકસમાતથી સલગી તે ભુમી ઉપરથી નાબુદ થયો. જો તે મહેલજ ફુકાઇ ગયો હતે તો વીજસીંહને સોક હતો નહી પણ તેમાં તેના સઘળા સારા વાણા ને તેની વાહલી મા જે તરતની મુર્છાંગતમાં શીપાઇઓ ઉચકી લઇ ગયલા હતાં તે સંધા સાથ તે ઉડયાથી વીજસીંહ ઉપર ગજબ ગુજરયોજ. લોહુની શેરો ફુટતો ગજબોમાં ગરક પોતાની પ્યારી મુકતાનું ચીરાઈ ચુહાઇ ગયલું વદન પોતાના પાસામાં જોઇ તેની આંખ્યોથી આતશ વરસવા લાગો. આ પૃથ્વી ઉપર તેના વંસના વેરે તેનું સઘળું લઇ માહાન ચક્રવૃતીરાજા છતાં ભીક્ષુન ઠાને કંગાળ ને વીલાપ ભરેલો કરેલો એવો તે મુકતાને ચદન ચેહમાં મુકી કીલામાં ગયો; પણ ઇશ્વરેચ્છા કે તે તાંહાં પોતાની સેનાને બજાવેલી યુદ્ધ માટે બે સારા સબ્દો કહી સંભળાવતાંજ તે કીલો, તેજસીંહના આગલા ભીતર મુકાવેલા દારૂગોળાના સળગ-વાથી જેમ તેની મા તેની વાહલી મુકતાના મોહોલ સાથ ફુકાઈ ગયો તેમજ તે તેની જય-વાળી સેના લઈ કીલા સાથ એવો ફુકાયો કે તેની કસી કરચ પણ કોઇ દીઠામાં આવી નહી, પણ વળી તે સાથ તેની મોટી સેનાના કોઈ શીપાઈ કે શૂરાની પણ હાડ કરચીઓ કોઇ દીઠી નહી! જાણે તે ગઢ ઉડયો તે વખતે જે કાળુ ધમધોર થયું તે દરમ્યાન થઇ વીજસીંહ તે સઘળા શૂરાઓને લઇ આકાસમાં જઇ વસ્યો હોયની એ કૌતુક બન્યા સમ રણજીતસીંહના માહ શૂરા વીજસીંહનો ઇતીહાસ આવતા વખતને જાણવા સારૂ નોધાઇ રહ્યો.





# રણધીરસીંહ અને પ્રેમમોહીના.

પાટણના પાટવીકુવર રણધીરસીંહે પીતાનો અનાદર થયાથી દેશવટો લીધો. પાટણપતી પીતાનો કોઇપણ મીત્ર રાજ કે ઓળખીતા રાજાના દેશમાં રેહવાની મનાઇ હોઇને એવો હોકમ થયો હતો કે કોઈ કટ્ટા દુશ્મનના રાજયમાં રહે; તેથી સ્વદેશ છોડી નીકળતાં તેણે પોતાના રાજના કટ્ટા વેરીઓને સંભારયા, તો તેમાં શીરથના રાજાને પહેલો દીઠો. એટલે ઢીલ કરવા વના પોતાના ઘોડાને તે રાજ તરફ ચલાવ્યો; તે કેટલેક દીવસે કષ્ટ વેઠી ત્હાં આવી પોંહોંચ્યો. રણધીર નામથી પણ પાટણના પાટવીકુવરની ઓળખ વના ત્યાંહાં રાજમોહોલના પાછલા મેદાનને ગાઉ દોડ ગાઉ છેટે આવેલાં એક વેરાન પડેલા બાગમાં માલીકનું મન મનાવી એક મોહોળ બાંધી વસ્યો. તે શીકાર રમી કીંવા પાસેજ આવેલાં મેદાને અશ્વ વીદ્યાની કસરત લઈ પોતાનો વેળ ગમાવતો. શસ્ત્ર વીદ્યાની માહીતી જારી રાખવા તેની પણ કસરત વારંવાર તાજી રાખતો. પ્રભાત્ત તે ઘોડા ઉપર કોસના કોસ નીકળી જતો અને કદાચ્ય કદાચ્ય પચાસ કોસ ઉપર આવેલાં માતાનાં મંડીરમાં જઇને થોડો વેળ કબીલાથી વીખોટા પડવાની ઉદાસી ધરતો. તે મનમાં કેહતો હતો કે 'એક સરસ રાજનો પાટવી કુવર દુસમનના રાજમાં છુપાઇ જન્મ કાઢે?' એવા બાપના અઘટીત ન્યાયે તેના હૃદય આગ સલગતી હતી.

શીરથનો રાજા પંકાયલો હતો. દેશ દેશથી લડવૈઆ તેનો હજુરમાં નોકરીએ આવતા; પંડીતો પુરાન પોકા સાથે તેની દરબાર વાદ વીવાદ કરતા; વીખુટા રાજકુવરો તેને તાંહાં ઠાર લેતા; દેશ દેશનો નવીન કલાના સમાચ્યાર તેની દરબારને પોંહોંચ્યતા. તેની રાજનીતો શ્રેષ્ઠ હોયીને રાજા પોતે માહ શુરવીર હતો. પ્રધાનો પ્રેમથી વર્તનારા પોતાના રાજાના ભલામાં જાન આપનારા અને પ્રજા રાજાને પીતા લખી પુત્રનો પ્રેમ નવાજનારી. શીરથના રાજાના પુર્વજોએ પોતાના વખતે શુરપણું ને ડાપણ એવું વાપડેલું કહેવાતું કે તેથી હાલના રાજાની છાતી ઊંચી રેહતી. રણધીર જ્યારે શીરથમાં વસ્તો હતો ત્યારે તાંહાંના રાજાનો દરબારમાં સેંકડો રાજકુમારો બાપાના ક્રોધથી દેશવટો લઈ નીસરેલા વસ્યા હતા. રાજાની દરબાર એક અતી સોભાયમાન દીવાનખાનામાં ભરાતી હતી. તાંહાં રાજ પ્રકરણ જોયે તેમ પણ પ્રગલ્ભી. તેના નામનો ડંકો તેની આસેપાસેના રાજાઓની સીમા ઓલંગી રહ્યો હતો.

વીર ખરવા છતાં રણધીર રૂપાલો પણ હતો. તે જુવાન ને રાજ્ય બીજ તેથી તેજસ્વી રહીને, જેના જોવામાં તે આવતો, તે તેને માટે પોતાના મનમાં છાપ લઇ રેહતો. બાપના રાજનો વારસ તેથી ઝાંઝા લાડમાં ઉછરેલો છતાં ચતુર ને ગ્નાની હતો. પંડીતોની હાજરીમાં રહેલો, લડવૈઆઓનો પાસ ભોગવેલો, એવો જે પાટણનો પાટવી કુવર, તે થોડા દીમાં

શોરથના જને જનને મોહ ખોલાવા લાગો. ચકલે ચકલે પુરૂષોમાં અને પનઘટે પનઘટે પન્યારીઓમાં તે કોણ છે તેની અટકલો થતી, પણ એકે ખરી ઠરતી નહી.

બુધ બીન કરે બેપાર, ફરત બીન બાન ચલાવે,
અકલ બીન જાએ પ્રદેશ, નૃત બીન નાદ બજાવે,
શોર બીન ગાવે ગીત, ગુન બીન ચતુર કહાવે,
બેતાલ કહે બીક્રમ સુનો, વો મુરખકી જાત પર્ખાવે.

જ્યારે રણધીરની ચરચા શોરથના રાજ મોહોલમાં થયી ત્યારે શોરથની રાજપુત્રી પ્રેમમોહીના તેના રૂપ ગુણ સાંભલી છક થયી. રાજપુત્રીએ મનમાં ખ્યાલ કરયો, કે મને વરવાને સારી બ્રહ્માંડમાં જો કોઇ હશે તો તે આ તેજસ્વી યુદ્ધો! આ ખ્યાલથી મોહ બાન ખાઇને તે સુંદરી વ્યાકુળ થયી. તેને ઠગવ કર્યો કે બનતાં સુધી એક વેળા રૂપાળા રણધીરને એક નજરે જોવો અને બને તો તેની ઓળખ લેવી.

પ્રેમમોહીના શોરથ રાજાને એકની એકજ પુત્રી હતી, તે જોબનનાં મદમાં પુરૂષ લાયક ખીલી હતી. રાજા તે માટે વરની ખોલમાં હતો. રાજ્ય ગોર વરતો સાથ મોહટ મોહટાં રાજ્યોમાં ફરતો હતો, કે "અમારી રાજકુમારીકાને લાયક હોવ તો તેની જન્મગાંઠને દીવસે અમારા રાજાએ કરવા ધારેળા મંડપમાં બીરાજવું અને રાજયશુર ચીન્હનો કુશળતા બતાવવી. નકી ઠરાવ એવો થયોછે કે તાંહાં આવેળાં રાજ્યકુવરોમાં જે સરસ ખેળશે તેને તે પદ્મની વરસે." આ અવસર નજદીક હતી, અને શોરથ દેશમાં મુલક મુલકના રાજાઓ પોતાના દબદબા સાથ આવી પડાવ નાખતા જતા હતા. સંધ્યાકાળે ખુલા મેદાનમાં તે રાજાઓ ઘોડા ઉપર શીંગાર ને હથ્યારમાં પુરાયળા ફરવા આવતા. તે મેલાવડો પ્રજા જોવા દર વેળા જમાવ થતી, તાંહાં આવી રણધીર રાજશુર ચીન્હો સાથ જુદ્ધાના વેસમાં પોતાનો દુધ જેવો ઉજલો ઘોડો ફેરવતો. સંઘી નજરો તેના ઉપર બેસતી. તેનો પોશાગ એવો તો બેસ્તો ને સોભીતો રેહતો, કે ઘણા રાજાઓ તેની નકલ કરવાના ખ્યાલોમાં હતા. તેના હથ્યારો સંઘા કરતાં મોહગાં ને તેજ હોયોને તેની મરોરને સોભાવતા. સંધા રાજાઓ અરસપરસ મલીને માન આપ લે કરતા અને એમ કુસળના સમાચાર પુછતા, પણ આ તો નીરાળો રહી પોતાનો નીરદોષ રમુજમાં ગરક રેહતો. તે પવન જેવો ઘડીકમાં ઘોડે વહેતો ને ઘડીકમાં વાએ હીળતાં તૃવરે પુષ્પ મરોરે ઘોડે ઢળતો. શુરવીરો તે શુરવીર ઉપર સંભાળથી નેઘા નાખતા, અને શોરથની પદ્મની હરણ કરવામાં ચીંતાતુર થતા. જન્મગાંઠનો દીવસ જેમ નજદીક આવતો જતો હતો, તેમ તેમ દરરોજ વધુ ને વધુ રાજાઓ શોરથકુવરી હરણ કરવા આવી લાગતા. આ પ્રમાણે બહુ રાજાઓ આવી મળ્યાછે, તેથી શોરથના રાજાએ ઓછવ કરયો ને સર્વને મેદાંનમાં નોતરયા. જેના ધ્યાનમાં આવે તેવી હથ્યારથી નીરદોષ રમુજ કરીને તે સંધ્યાકાળ ગુજારવી અને રાતે રાજમોહોલમાં ભોજને તથા સભામાં બીરાજવું.

મેદાંન આગળથીજ સાફ રખાવ્યું હતું. શોરથના હજાર જબરા જુદ્ધાઓને તે મેદાંન ફરતા રાખ્યા હતા, કે તીરાએત અંદર ન ઘુસી આવે. અંદર આવનારા રાજાઓના નામની ટીપ આગલથી ઠરીને તે મેદાનના તે વેળાના ઠરેળા ઉપરીને મલી, તેટલાઓજ તે મેદાન દાખલ કરવાની પરવાનગી. તે મેદાનમાં એક બાજુ તખત ઉપર કન્ચનમાં રત્નો જડેલી પ્રેમમોહીનાની મુરતી મેલી હતી, જે તે વેળા સરસ ખપનારને ઇનામ મળે. પ્રજા તે મેળો જોએ માટે રાજ્ય ખરચથી તે મેદાન આસપાસ ફરતી ગોલાકાર બેઠક કરી. બેઠક ઉપર ને નીચે શોરથની

સંધો પ્રજાને સમાવવા સવલ પડે તેવી બનાવેલી હતી. આવનાર રાજાઓની રાજ્ય નોશાંનો, રંગ બેરંગ મેદાને કરતી ઉડતી રાખી હતી. શીરથના રાજ્ય નોબતો ને રણસીંગાના નાદ થઇ રહ્યા હતા. નકી વખતે નામનો પોકાર પડતો ને તે રાજા રતનો ને હથ્યારોમાં ગરક તે મેદાનનાં ઉપરીને ડોક નમાવતો મેદાન માંહે ધુસતો. એવી ઠાઠમાઠની ક્રીયાથી તે મેદાનમાં ઠેરાવેળા વખતે એક પાછળ એક સંધા રાજાઓ દાખલ થયા. શીરથના રાજાએ સંધાની સારી રીતે મુલાકાત લીધી. આગળથી ઠરેળા ઠરાવ માફક જુદ્દની કલા મચાવવામાં સંધા રાજાઓ ગુંથાયા. એક કરતાં એક જુદ્દમાં પુરવીન ખપાને શીરથની પ્રજાને અજાએબી ને આનંદ પમાડવા લાગા. રણધીરને આ ઓછવની ખબર નહી, અને તે કંઇ તાંહાં રાજામાં ખપીને રેહતો નહી કે તે જુદ્દની સરસાઇમાં મેલાનારા રાજાઓની ટીપમાં નોધાય. તે તો રોજને વખતે ને મેદાનમાં સેહેલ મારવા આવ્યો, પણ આજ તે મેદાનમાં તેને જવાને અટકાવ થયો. ત્યારેજ તેણે તે મેલાવડાની ખબર પડી. યુદ્દધો રાજકુવર, અને તે પણ હીંદુસ્થાનનાં એક માહાન પ્રખ્યાત રાજ્યનો પાટવી કુવર, એટલે અટકાવનારને ભાલાની તોંચ ઉપર ઉઠાવી ખેલનારા રાજાઓ વચે ફૂંકનોજ કે પોતાનો ઘોડો એડ મારી આકાસ લગી કુદાવી મેદાન ખેળતા રાજાઓ વચે સીંહ માફક આવી ઉભો. તે જાણતો પણ નહી, કે આ ખેલ શા ખાતર થાયછે કે તેમાં તેને વધારે ઉલટ પડે; તેવામાં શીરથના રાજાએ પોકાર મારયો કે જે કોઈ આ ઊંચે ઉડેળા માહરા જુદ્દાને પડતો પોતાની કળાથી બચાવી લે, તે આજનો અવલ યુદ્દમાર! કે સંધા રાજાઓ જીવે આવ્યા. કોઇએ વચમાં આવનારનો ઘોડો ઓલંગી, તો કોઇએ ઘોડા ઉપર ઉભા થયી, તો કોઇએ પોતાને બે પગે ઉભો કરી નીચે પડનાર શીરથના સરદારને સમાળી લેવા કળા વાપડી. નાનાપ્રકારની હુશ્યારીથી સંધા રાજાઓએ તે મેદાંન જીતવાને બાજી જાને ખેલી, પણ કાંઇએ ન વળતાં સંધા એક કોરે રહી ગયા અને રણધીરેજ સરસ જુદ્દ કળા ચાતુરીએ દમ બાંધીને ઘોડા સુધાં હવામાં અધર રહી પોતાના શીકારને એક હાથે ઝાળી લઈ ઝાલાવ્યો. પછે જેમ સીંહ ગરદનમાંથી પારો ઉઠાવી લઇ જાએ તેમ તે ઝાલાવેળો સરદાર શીરથના રાજા હજુર મુકી પ્રનામ કરી ઉભો. પ્રજા ને શુરાઓથી શાબાસ શાબાસના પુકાર પર પુકાર થયી રહ્યા. રાજાએ આ ખેલ જોયો કે તેનું મોહ ઉતરી ગયું. તેણે તો એમ જાણ્યું કે એક ન્હાના જેવા પરદેશી સીપાઇએ પ્રેમમોહીનાનું ઇનામ મેળવ્યું, એ ખ્યાલ તેના મનમાં સમાયો કે તેને નીચું મોહ કર્યું. રણધીર આ દેખાવ ઉલટોજ સમજયો. પોતાના શીકારમાં અર્ધદમ પણ ભાગ્યે હતો, તેથી રાજા દીલગીર થયોછે, કે 'આ અજાણાને માહરા રાજમાં આશ્રય આપ્યો તો આજના માહરા ઉમંગમાં ઠીગાણું મર્યુંની.' એ વીચારે તે ઊંચ બીજનું હૃદય હટયું. આવ્યો તેવોજ ઘોડો ઉછાળતોજ કે તે ઓછવમાંથી પવન પેરે ઉડયો ગેપ થયો. રાજા ઊંચુ જોય તેટલાંતો તે મેદાંન જીતનારો સ્વાર નજરથી કાંહાંનો કાંહાં નીકલી ગયળો! ધર્મ પ્રમાણે રાજાએ તેની ખોલ માટે સ્વારો દોડાવ્યા, પણ તે કોં મળ્યો નહી, તેથી પ્રેમમોહીનાની કચનરત્ન પુતલી પાછી મોહોલમાં ગયી. સંધા રાજા ઝંખવાના. એકે એકના મોહ ઉજળાં પુની જેવાં થયી ગયળાં, પણ શીરથનો રાજો દીલાશાથી તેઓને રાત્રની મેજબાનીમાં તાણી ગયો. તે બોલ્યો કે 'એ સ્વારને મેં આજજ જોયો, પણ સાંભળ્યો હતો ખરો. આ મેળવડામાં તે અજાણથી દાખલ થતાં ન બનવું તે બન્યુંછે, પણ સંધુ મૃષાછે. તે માહરા ક્રોધને પાત્ર છે. ચાહીશ ત્યારે તે અન્યાયીનું શીર છેડાવીશ. ઇનામને લાયક તો જે રાજાઓ છે, અને જેઓના નામો ટીપમાં છે, તેઓમાંનોજ માહરાં કેહવા માફક કરનારો ઠરેછે." શીરથનો રાજા એમ હારેળા રાજાઓને રીજવતો રાજમોહોલ રાત્રના ઓછવમાં બીરાજયો.

મેદાનની સામે દુરથી રાજ મોહોલમાં પ્રેમમોહીના રાજાઓનો ખેલ જોવા જરૂખે ઉભી હતી; તેણીએ આ હરીફાઇનો ખેલ નજરે નજર જોયો. તેણે જે આગલ વર્ણન સાંભળેલું હતું તેથી મેદાન જીતનાર કોણ તે ઓલખી શકી. મનમાંનો પલમાં મેદાન જીત મેલવી જરૂખેથી વેહો જાયછે, તે જોતાંજ કે ફુલના દડામાં પોતાની વીંટી મેલીને તે દડો મેદાન હરણ કરનાર ઉપર ફેંકયો. રણધીરે કંઇ ઉજલા ગોળા જેવું આવતું જોઇ ભાલાની ટોંચ ઉપર ઝીલ્યું, તો તે પુષ્પ દડો જોઇ આશ્ચર્ય પામ્યો, પણ જયારે તે નાસીકા તરફ સુગંધ લેવા લઇ ગયો તો માહેથી તારા જેવો ઉજાસ પ્રગટયો. આતુર્તાથી આંગળી અંદર કરી તે કાઢી જોતાંજ કે એક અમુલ્ય વીંટી જણાયી. તે આમ તેમ ફેરવેછે, કે તે ઉપર 'પ્રેમમોહીના' એ નામ વંચાયું. વીંટી જોતાંજ ને નામ વાંચતાંજ તેને કામના વ્યાપી. કામીની, વીંટીની મારફતે કામરૂપ થયળી રણધીરના મનમાં પેઠી. રણધીરે કામી થઇને પેલાજ ફુલના દડામાં પેલી મલેલી વીંટી જગો પોતાની આંગલીની વીંટી માંહે ઠાવકી મેલી તે દડો ધનુષ્યની ટોંચપર મેલી તે ખેંચી આબાદ જરૂખા પેર તે દડો ઉડાવતાંજ કે ઉંચે જોયું, પણ કંઇ ન દીઠયું એટલે ખ્યાળ સાથ પવન પેર ઉડયો. તે કૌતુક વીસ્મયતાથી જોતાંજ કે પ્રેમમોહીનાએ બંદ જરૂખાને જરા ખુલ્લો કરી માંહેથી કર લંબાવી તે ઝીલી લઇ પોતાની ઓરી આંગળીને પાછી શીંગારી! તેણીએ પાછલથી મોહ બાહેર કાઢી મન માણેલા આશકને ક્ષણોએ જોયો, પણ રણધીરે પાછું ફરી જોયું નહી, તેથી પ્રેમમોહીના નેનસે નેનનો પણ મેલાપ કરવામાં નીરાશ રહી. પ્રેમમોહીના પોતાના મનમાં બોલી, 'ઓ કામદેવ તેં, તો મને રતીનુ રૂપ આપ્યું. અરે ઓ પ્રેમમોહીના જયારે તેણે ઉંચે જોવા માંડયું ત્યારે તેં હારૂં મોહ તારામાં દાખલ થયલા મોહનને કાં ન બતાવ્યું?' આ સબ્દો સાથ ખ્યાલી થયળી તેણે રાજ મેલાવડાની ટીપ લઇ વાંચી, પણ તેમાં જે નામો હતાં, તેમાં રણધીર નહી હોયાથી તે ટીપને જેમ ચોડેલું પંખી ફુલને ચુંથી પીંખી નાખે તેમ ચુંથી પીંખી કણ કણ કરી નાખી. સખી આવી તે પ્રેમમોહીનાને જોતાંજ કે હસી બોલી. બા તમોતો ભાગ્યવંત જણાવોછો. કે રાજાઓ ઝંખવાયા, ને કોઇ તીરાયત મેદાંન જીતી આવ્યો. શેહેરમાં શોહોર ઉઠયોછે, કે એતો પેલો અતી રૂપાલો કામદેવ રણધીર, પણ તેને ઓલખેછે કોણ, કે રાજપીતાનું વખાણ તે ઉપર વધે? છતાં ટીપમાં નામે નહી ને બહુ બજીડાઈ કરી મેદાનનો ઉપરી સરદાર ઉડાવતો તે મેદાંનમાં પેઠો ને તે બચાવતો ગેબ થયો!! ઇનામ તમારી મુરતીનું સીંહાસન સાથ મોહોલમાં પાછું વળ્યું છે. રાજા શાહેબ સંધા રાજાઓ સાથ મેજબાનીમાં હાલ સામેલ છે. પ્રદેશી રાજાઓ ફીકા મારયાછે, પણ આપણાં રાજાએ દેલાશાના સબ્દો કહાથી ફરી જરા તરા ઉગરયાછે. બહુ નરસ થયું કે ઓછવ નકામો વહી ગયો. બા વીચારમાં છો તે પણ એજ કે? સવાલના જવાબમાં પ્રેમમોહીનાએ સખીને કર ઇસારે પોતા આગલથી જવા કહ્યું.

પ્રજાને તે દી એક ઓછવ માફક ગુજારવા, તથા રાત્ર દીપવાલી જેવી દીપાવવા રાજાનો હોકમ, એટલે પ્રજા તેમાં દીલોજાન દાખળ હતી. નગરી સારી નૃત્ય નાદ ગાન તાન ખાન પાનનું એક અઠંગ દેવાલય હોય એમ તે અવસરે બની દીસતી હતી ઠામ ઠામ ઢોંગ ને હાસ્ય મચ્યું છે પણ સર્વની નજરમાં સાંજનો દેખાવ તાજો હોયોને જ્યાં ત્યાં તેની તેજ વાત; નગરમાં તો રણધીરને એકે એક ઓલખી રહેલું, કે આ કોઇ રૂપાલો જવાન આપણા નગરનો રહીશ થયોછે, તે બહુ શ્રીમંત ને ટેકી છે. તેના અંગ ઉપરના શીંગારથી તે કોઇ મ્હાન રાજકુમાર જણાયછે; એટલે નગરીઓને તેના સાહાસથી ઝાઝો અચરતી હતી નહી, તેમજ પરદેશી

રાજાઓ તેને મેદાનમાં રોજ જોયાથી પોતા માફકનો કોઇ હશે, ફરી તે ઉપર અતી ભાવે ને પ્રોઢતાથી જોઇ રહેતા, પણ શોરથનો રાજા અજાણ્યો, તે એક એકળા રણધીરથી આ પરાક્રમ થયળું જોઇ અજબ રહેતાં ઓર તે મનમાં અતી વીરુધ બોલ્યો. "મારી દરબારમાં એવાતો સેંકડો રાજકુમારો આવી વસેછે, પણ તેઓ માહરી રાજપકુવરી માટે કાળા ખ્યાલ કરવાને પણ શું લાયક? ના કદી નહી. મ્હાન મુગતધારી રાજાઓમાંનાજ કોઇને માહરી પ્રેમમોહીના વરસે ને મ્હાન પટરાણી થશે.

રણધીર પોતાના બાગમાં પેઠો, કે તેના નોકરોએ ખબર આપી, કે આજ રાજાને તાંહાં રાજ્ય મીજલસ છે. પરદેશી રાજાઓ ખાનપાન કરી ગાન તાનમાં ચેન કરેછે. નગરમાં ખુશાળો થયો રહીછે. આપ જો તે મેળાવડામાં મેળાઓ તો ઠીક. નોકરોએ જોયું, કે આપણો શેઠ મેળાવડામાં ન જાએ તો આપણને તેની સેવામાં વખત ગાળવો પડે, તો નગરની મજો મારવાને બને નહી; માટેજ શેઠના મોહ ઉપર જરા તરા લાંબા ખીલ્યા. રણધીર આ ખબર આપનારા સેવકોની ઉશ્કેરણીથી રાજ્ય સમાજમાં જવાને લોભાયો. તે સાદા પોશાગમાં વીટલાઇ મધ્યરાત્રને સુમારે રાજ મોહોલમાં ઘુસ્યો. લોકની ઠઠ ભારે છતાં તે કળાથી માંહેલી બેઠકમાં જઈ બીરાજ્યો. રાજકંચની જરા સુરત હતી, તે નવા પ્રવેશકારની તૃણ તેજે દીપાયમાન મુદ્રાથી કાંતી જોઈ વીજલી માફક ઝપકી. તે મરોરમાં તાજો થયો સ્વર લંબાવા લેહેકો લેવા લાગી. આ ફેરફાર, રાજ્ય સભાને ભાદરવાના આકાસે થતા કડાકા માફક સેજમાંજ જણાઈ આવ્યો. સઉ છત્રપતીઓ આસેપાસે જોતાં મેદાન જીતનારને ઓળખી રહ્યા. શોરથના રાજાની દ્રશ્ટી કોપાયમાન થયો. રણધીરે કોઇ તરફ જોયું નહી. તે આવ્યો તેવોજ કંચનીને જોતો બેઠો હતો. કંચની પોતા ઉપર ચીત દેનારને પોતાનો હુનર જણાવાને ખંઠી થયી. સાજ સુર પર આવ્યો. કંચની ઠસા ભેર ગાયન ચલાવા લાગી.

પ્રીત જો કરત વાસો પ્રીતકો પરસ કીજે
પ્રીત કો ન ધારે વાકો ચીતમે ન ધારીએ
ધ્યાન જો કરત વાસો ધ્યાનહુ લગાય દીજે
મુરખકે આગે કેઆ ગ્યાનહો વીસ્તારીએ
દીવકકી જોત દેખ જલતહો પતંગ જેસે
પરદેશીસે હેત કર ન બાન પ્રેમ ઝારીએ
રાજા ઓર રાન ખાન કેશર દીવાન કહે
આપકુ ન માને વાકુ આપ ન માનીએ

આ કવીતના ભેદના જગડામાં સમાજના ઘણા રાજા લાગા. ઘણાઓ તે પામવા લાંબી નજર પોહોંચાડતા હતા પણ બીજું ગાયન ચાલતાં તેઓનું ચીત તરત ફેરવાયું. રાજકુંચનીએ નેન ચમકાવતાં રણધીર ઉપર તાન ફેંકયું કે—

બાંકો મોરો રાજરે, તું બાંકો મોરો—
દોશાલો મને દે દારની. તું બાંકો મારો રાજરે—તું બાંકો મોરો—
રૂપાળો ગુનશાગર, છત્રપત્તી બાધર;
શુરાળો મને દે દારની. તું બાંકો મોરો રાજરે—તું બાંકો મોરો—

રણધીરે આ કાલીંગરો સાંભલતાંજ મુઠો મોતી ને દોશાલો કંચનીની કનક ઠાલમાં મુકયાં. રાજાઓ તળખ્યા. શોરથના રાજાએ તેઓને વારયા, કે છત્રપત્તીઓ આ ઉત્સવને ભંગ મા

કરશો. એ ગમે એ હોવ પણ આ ઘડીએ માહારો મોજબાંન થયોછે. છતાં વીવેકથી વરતેછે, શીરથના રાજાના શબ્દોએ જોકે બઉ અસર મચાવી, પણ ધારના જવાન રાજાથી ડોબાયું નહી, તે કટારો લઈ રણધીર ઉપર દોડયો, કે "દુષ્ટ આ ઘા હારી બેઅદબી ખતમ કરશે." શબ્દો તો શબ્દોને ઠેકાણે ને રણધીરના કરમાં ધારનો રાજા જેમ બાજના પંજામાં બગલું તેમ શીકરાઇ રહ્યો. બીજા રાજા તેની મદદે આવ્યા, પણ ડાબે કરે તેવાં વચમાં આન લેનારા રાજાઓને ચીલ માફક પકડીને દુર ઉડાવી નાખતો તે સભાને તીરસ્કારથી જોતોજ ક્રોધ ભેર ઉઠયો. કંચની બીહનીહતી, પણ શૂરા રણધીરે નરમ નેનથી તેણીને કહ્યું, ઓ રાજ્યકંચની આ સમાજમાં તું એક માહરો ઉપર વેરી નથી, તારી સારી ચાલના ઇનામ ખાતર આ ધારનો રાજાધીરાજ તારી પડતમાં મુકુછું. પછે ગર્જના કરતો તે શીરથના જુદા અને પરદેશી રાજાઓ વચેથો જેમ શ્યાલોના વનમાંથી સીંહ જાય તેમ ઉઠી ચાલ્યો! તમાશગીર રૈઅત તેના રોબથી ઘડીભર ચુપ થયી રહી, તે વચેથી પ્રેમભરી શબ્બીથી રણધીર બાહેર નીશર્યો. પાછલથી રાજાઓ તે ઓછવને શ્રાપ આપતા અને પોતાનો થયલાં અપમાનમાં કાલ ચઢાવતા ઉઠી ઉતારા ઉપર ગયા, શીરથના રાજાને જે ક્રોધ ચઢયોહતો, તેનો શી સીમા! કંચની ઇનામ વગર હતી, પણ રણધીરના બખશેલાં ઇનામો ન્યારાં હતાં. ધારનો રાજા તો એવો લજવાનો કે કંચન શીઅલ હોવાથી તે તેણીને પોતા સાથ લઇ ગયો. તેણે વચન આપ્યું કે આ ઘડીથી હું હારો સ્વામી ને તું માહરી પટરાણી! આ ઇનામથી રાજકંચની એક હલકામાં હલકી પડવીથી ઊંચ બનીને રણધીરની દોલતજાદાની બલ્યારી માનવા લાગી. તેમાં પ્રેમમોહીના રણધીરની શુરવીર રૂઠી ને સભામાં મચાવેલી મજો, એથી તે પોતાના માની લીવેલા વરને આનંદથી આશીરવાદ દઇને તે ઉઠયો તે પાછલ પોતે પણ ઉઠી, કે બને તો કોઇ કુલાથી તેની સમીપ જઇ તેને પોતાના મોહના વચનમા વંધાવી પ્રેમવચન લઇ વરવું, કીંવા તેની શુરવીર છાતીનો શીંગાર થવું.

રાત કાલી હતી. રણધીર ક્રોધથી રાજ્ય બાગના ટુકામાર્ગે પોતાના મોહોલ તરફ પગલાં નાખતો જતો, તેવામાં સામેથી આકાશ ફાટી ચંદ્ર પ્રગટ્યાસમ ઊજવાળું થયુ. કાલાશ ખસીને ચંદ પ્રગટયો હોય એમ એક અબછરા જેવી સુરતી તેની નજદીક આવી પ્રનામ કરી બોલી, પ્રિયપતો આ અઘોર રાતે ક્રોધમાં વીટલાયળા કાંહાં જાઓછો? તમને તમારા મનના સરસમાં સરસ ખ્યાલના સમ જો જવાબ ન આળો તો!

રણધીર તે શીકુલ જોઇ હેરત બની કેહવાલાગો, કે ઓ દેવાંગ કીવાં અબછરાંગ કીંવા કોણ છે કે મ્હારો માર્ગ ઘેરેછે. અરે તું એવી ખુબશુરત, કે બ્રહ્માંડ માનીતી થવા પાત્ર! તે મોહીના મુરતો મુ સમ હીનભાગ્યને હરખત કરવાથી શું પામીશ? જા ઓ રમા હારા માર્ગે. મુ જેવા દુઃખીને મા ભમાવીશ.

પ્રેમમોહીના બોલી, હું દેવાંગ કીંવા અબછરાંગ નથી. માનવી સીવાય હું કોઈ બીજી જાત નથી. તું દુઃખી હઇશ તો હું હારાથી કમી નથી. આ રાત ઘણી વીક્રાળ ને માનવીના બાંધા માટે નથી, માટે આવ મ્હારી પાછળ કે તું મ્હારા હ્રદયમાં જેવો ઠરયોછે તેવોજ પ્રેમ પુર્ણ વીશ્રામ પામીશ.

રણધીર બોલ્યો, મોહીની? હું આજ તલગ કોઇપણ સ્ત્રીના કહાથી ચાલ્યો નથી, કીંવા મને કોઇ સ્ત્રી ભાવ પડવાને સંભવ થયો નથી, માટે હું આવી શકીશ નહી. ચંદ્રમાંના કોતરેલા કમળ સમ શુંદર તું તાહરે માર્ગે ચાલી જા.

તેના વ્હાલવેલા સમાન વચનોમાં ગળી રહેલી પ્રેમમોહીના આ અવસરે બોલી ઉઠી.

શું શૂરવીર, સ્ત્રીના સ્નેહને ધીઃકારેછે. અરે ત્હારા ચેહરા ઉપર જે પ્રસેવના બુંદ ઠરી રહ્યુંછે, તેમાં હું કાંઇક જોઊંછું, તેની સાહેડી ત્હારી આંગલીએ નીરખુંછું. જ્યાંહાં તેજમાં મ્હારો પ્રેમ ત્હારા પ્રાણને મ્હારી મુરતી શોગાત આળેછે. છતાં તું મને ઉડાવેછે! એ કેમ બનશે?

રણધીર આનાકાનીથી બોલ્યો, કે આ મર્મ જેટલો તું વર્ણેછે, તેટલોએ મેં હજી પોતે જાણ્યો નથી. આ વીંટી એક કૌતુક છે. તે કેમ ને કોણનો? તેથી હું બેખબરો છું. દેવાંગ તું કઇ જાણતી હોય તે મને જણાવીશ તો ત્હારા ઉપકારનો બદલો તું જે ચાહીશ તે હું વાળીશ. આ વીટીં પ્રેમમોહીના નામની છે.

પ્રેમમોહીનાએ પોતાની આંગલી તેના ચક્ષુ પાસ ચમકાવી, કે તે શૂરવીર તગર તગર જોતોજ રહ્યો. ખુબસુરતી ને આ મર્મ બંધેએ રણધીરને તે વેળા બેભાંન કર્યો. પ્રેમમોહીના પ્રીપપતી કરતી મૂખ ચુમ્બન કરી પોતાને હૃદય ડાબતી પ્રેમ સાથ મોહોલમાં લાવી. ગાંધર્વ લગ્ન કરી તે રણધીર સાથ રીઝી રહી, પણ ખુબી શું કે હજી રણધીર પોતાની માશુકને નથી બરાબર ઓળખતો કે તે કોણ છે? તેમ પ્રેમમોહીના પોતાનો આશક નથી પીછાણતી, કે તે કયો શૂરવીર છે! વાસે પ્રેમમોહીનાએ રનધીરને કહ્યું કે પ્રાણનાથ નીત્ય મધરાત્ર હઇ આવજો. મારૂં તો બોખુંજ જાણજો. આપ આત્મા છો તે આપ આવ્યા આગળ તે કદી પણ ખબરદાર થશે નહી. આપ ગયા કેડે મારી છાતીમાં આપના સબ્દોનો સ્વર એવી ધ્રુજતી રાગણી લંબાવશે કે તે નીશો આપ દ્રષન વના બીલકુલ ઉતરનાર નથી. એ પ્રાણનાથ ચોકશ જાણજો જો. રણધીર ગુજરી રાતના સ્વપ્નથી એવો આશ્ચર્ય પામ્યો કે આ માનવી દેહની અબછરા શોરથની રાજપુત્રી સીવાય કોઇ ન હોય; પણ તે સાચો હતો. હવે જે હોવ તે ખરૂં. એ ખ્યાલે તેણે પુછ્યું "પ્રેમડા, તું કોણ છે?" "પ્રીયનાથ હું શોરથની રાજપુત્રી છું." પ્રેમમોહીના બોલી ને રણધીર 'અરરર' કરતો કળ ખાઇ કમરથી વળ્યો. તે બોલ્યો એ પ્રેમમોહીના તેં મ્હારૂં હૃદય હરણ કર્યું તો ખરૂં, પણ તું માહરા વંસના કટ્ટા દુશ્મનની પુત્રી છે, એ જાણ થવાથી મને બઉ વેદના થાયછે. જાણ તું પણ એ પ્રીયા કે હું પાટણના માહરાજાનો પાટવી કુવર છું. પણ ત્હારો બ્યોગ થયો તો આ માહરી કાયા કોઇ એકાંત પ્રવત્ત ઉપર રજળતી રહીને એક સુકાં ખખ તૃવરની ગતીએ ભક્ષકાર જાનવરો વચે પડશે." પ્રેમમોહીનાએ જ્યારે પોતાનો પતી કોણ, એ જાણ્યું ત્યારે તે ફાર ખાઇ પડી, પણ અતી ભાવીક ને પ્રેમની સાબુત તેથી દૃઢતાથી બોલી કે "જીવ જાઓ તો ભલે, પણ હું પ્રાણપતી રણધીરસીંહથી જુદી થનાર નહી. હવે સુર્ય આપણી લાજ લુટે તે આગળ સ્વામી રાજ મને ભેટી લો, પ્રેમથી ચુમ્બન કરો ને દીયો. પ્રાણપત્તી સમુરતમાં સીધારો ને ફરી ઠેરાવ પ્રમાણે વેહલા પધારજો જો. અરે માહરા પતી, માહરા પૂર્ણ પ્રેમના પ્રાણનાથ માહરા કટ્ટા વેરીના વંસમાંથી જે આપ મને મળ્યાછો, તેવા તો શું પણ તેમાંના તળભાર પણ માહરા વંશના પરંપરા મોળાચારીના વંસથી મને અજી કાંઇ મળ્યું નથી. આપ સીધારોછો, પણ આ નકી જાણજો કે તમારી પ્રેમમોહીનાની તમામ હીલચાલ ને મનોરઠ સાથ લઇ જાઓછો. ખરૂં પુછાવો તો માહરો જીવ તો તમારી સંગાતે આવેછે."

અરે પેલી ચક્રી કેવા અમૂલ્ય ઉમંગમાં ઉછળેછે અને હું તે સમ અબલા કેવા બ્યોગમાં તલણુંછું. અરે મારા પ્રાણ આપ સીધાર્યા! અરે એક પળક પ્રાણ ઠોભ્યા હતે તો મારા નેણના પ્રેમ બુંદનો આપના માર્ગમાં છંતકાવ થાતે. એ બ્યોગ મારા પ્રાણનાથના પ્રાલબ્ધ તરફ કોઇ કાલ પણ પધારશો નહી. મારી પાસથી જે જોયે તે લીયો પણ મ્હારા એક પ્રાણનાથ

મને સુદા પાસામાં આળો. આ સોક જેવા ખ્યાળમાં પ્રેમમોહીના ગરક હતી તે વેળા શોરથના રાજાધીરાજને રણધીરથો જે બેઅદબી પોંહોંચી હતી, તેથી તે રાજાનો એવો રાજ્ય ઢંઢેરો પ્રગટ થયો કે જે "કોઇ રણધીરને પકડી રાજ દરબાર હજુર હાજર કરે, તેને માહરી પુત્રી પ્રેમમોહીના ને મારૂં અરધ રાજ્યપાતપાત્ર છે." આ ઢંઢેરો શોરથના રાજમાં પ્રસ્યો ને રૈયત એદયુક્ત થયો. રાજાઓ પ્રેમમોહીના ને રાજ્યના લોભથી જુદ્ધ કવચ પેહેરી રણધીરના મોહોળ તરફ પોત પોતાની સેના સાથ ચાલ્યા. મારવું કાંતો મરવું; એ ધારણાએ દૃઢ થઇ એક રાજા આ મેદાનનું નાકું ઘેરી ઉભો રેહ્યો તો બીજો બીજું નાકું, એમ જેને જેમ ફાવી તેમ તાલ રચી બાજુ ઘેરી ઉભા; પણ કોઈ રાજાની હામ ના ચાલે કે સ્વતાં મોહોળમાં પેસી તે શૂરાની હરીફાઇ કરે! રણધીરે તો રાત્ર પ્રેમમોહીનાના સ્નેહમાં ગુજારેળી, માટે આળ્યો તેવો નીંદ્રાવસ થઇ સુતો હતો. નીંદ્રા ખાસ પોતે તેની દોસ્તીમાં રાજી હતી, અને આકાસ તેના મોહોળને મથાલે સાફ પ્રકાસતું હતું. શૂર્ય તેજથી તેનો મોહોળ સ્નાન કરતો હોય એવો નકશો થઈ તેના બાગના ઝાડ ઝાર્ડાઓનાં છાંયાંમાં પક્ષીઓ ધીમું ગાયન ગાતાં બેઠાં હતાં. પુષ્પોનો મગમગાત પવનના વાગતા સપાતામાં બંધાઇ આસેપાસે ભુમી ને આકાસ વચ્ચે સુગંધની સકતી નમુનો એવો મનવસ વીષ્પરાવતો કે ચતુર માલણના નેનમાં નેહના રંગ ચમકતા હતા તેથી તે પોતાની ભાનનો ભોગ દઇ વૃક્ષ છાંયે ખ્યાળમાં પડી રેહતી હતી. પ્રેમમોહીના પણ મોહોલમાં નીંદ્રાવસ હતી. સખીઓ તેની હવણા હવણાની સુરત ને બેતંબા ચાલથી અચરત રેહતી, તેઓએ આ વેળા પ્રેમમોહીનાને જગાડી. એક માનીતીએતો શેહેરમાં શું રીગજીક ચાલેછે તેનું બ્યાન કર્યું. તે સાંભળતાં તેના મોહ ઉપર પ્રેમનો બીલેળો રંગ ફીકો મારયો, તેટલામાં રાજપતી પીતાએ આવી પ્રશ્ન નાખ્યો "બેટડા શા વીચારમાંછે. તારાં લગનમાં રણધીરથી વધ્ઘંન પડયાથી તો શોકાતુર નથી? તું ફીકર મા કર; બનશે તાંહાં તલગ તને માહાન રાજાધીરાજ સાથ વરવીશ. સખીઓ સંગાત શી ખુચ ખુચ ચાલી છે?

પ્રેમ પી પ્રાણ ઠેરવી પ્રાણનાથના બોગમાં નીંદ્રાવસ મેલાપનું સ્વપ્ન જોઇ ઉઠેલી પીતાની હાજરીથી ચોંકી. તેના છુટા ઉડતા કેસમાંના અતરના સુગંધ ઉપર ભમરાઓનું તોલું ભમતું એવી મસ્તીમાં આવેલું હતું કે બસ નીરલજ થઈ તેમાંનો કોઇ ગાલ ઉપર તો કોઇ જોબન ઉપર બેસવાને તલપતો. તેની જર સાલુરી, જરૂખે દાખલ થતા સુર્ય પ્રકાશે જહલકી રહી શોરથ-પતીને આનંદ પમાડતી હતી. તે આનંદ જોઇ પ્રેમમોહીના ઠીક થઈ તરતજ ગંભીર બની.

પ્રેમમોહીના બોલી, "પીતા મારી કાલજી આપે મ કરવી. મને સર્વ કાલ સમાન છે. આ બારીક મામળામાં આપે રાજની ચોકસી રાખીને સર્વ રાજાઓ રીજી પોતપોતાને દેશ વીદાય થાય એમ વરતો, કે રાજ્યની સોભા રહે." રાજપતી પીતા બોલ્યા, કે "શું મારી દરબારને દાગ લગાડે! મારા હોકમને અપમાન દીએ! તેનું શાસન હું ના કરૂં? શું મારી એકની એક પુત્રી તેના પુર જોબનમાં લગન લાયક થાય ત્યારે મારી પ્રીતીપાલ માહાન રાજા સાથ ન પરણાઉં? બેટડા મને જવાબ દે?" પ્રેમમોહીના બોલી, "રાજાધીરાજ માહરા પુર જોબનવાળાં મન ઉપર એવો સોક બેઠો છે, કે તેને જે પારકો મેલવશે, તે અપાવન થશે. હું જે વરી છું તે મારો સોક ને કાલ છે. માહરા નશીબમાં જે છે તે માહરા કુલને કલંક, પણ મને તો તે પ્રાણ પ્રાપ્ત થયા સમ છે. પીતાજી માહરે માર્ગ મને પડવા દો. મ્હારા ખ્યાલથી મોકળા થાવ ને જો બીજા જરૂરના કાર્યમાં કાયા તપાવો, તો હું ખચીત છું કે આપની ઉમર લાંબી નીવડશે" "બેટા તું શું બોલી તે હું સમજી શકયો નહી. માહરી લાડકવાયી તને

એક શાખાતર જોયે? શું આ રંગ ભંગ થઈને રાજાઓ પુનઃ ચઢ્યાછે તેથી કાંઈ દીલગીર! ને આશાથી મોકલી રહી એવી વાત કરેછે?" "હા બાપા આ રાજાઓ જે શૂરપર ચઢ્યાછે તે મ્હારા પ્રાણ ઉપરજ આવેલે. પરદેશીઓની શીરાઇ શેરથમાં ના શોભે. તેઓને વાગશે, તેઓનો સંહાર થાશે, તેમાં ભંગાન નાખો. એકળ માનવી શું એજ, કે તે માટે શેના સાથ મોટમોટા શૂરવીરો તેની જગો પેરે! આ દુરસ્ત નથી છતાં શેરથને સીર મ્હાહાન કાળો કલંક રહશે કે એક અજાણ પરદેશીનો તેની શૂરવીરભરી ન જીવાય એવી ચાલના ઉપર વેર ધરી શેરથે પોતામાં જમાવ થયલા ઘણાએક રાજાઓ પાસે પુલી ને રાજ્યની લાલચે કાંટા કઢાવ્યો! એ શૂરી રજપુત જાતીને કેમ સોભા આપે! બાપા હજી મોડું થયું નથી, તેટલાં એ કલંકથી બચો. જાઓ જલદી કરો." શેરથનો રાજ્યધીરાજ પુત્રીએ કરેલી જીકરથી ઝાંખો પડયો. દરેક સુબ્દ શ્યાણપત ને રાજપત જાલવતા હોયી સરશ રાજનીતીના કાયદાજ હતા. મન શાંતી થતાં તે તાહાંથી ધસ્યો ગયો. તેણે પોતાના દીવાનોને શૂરપર ચઢેલા રાજાઓને મના કરવા મોકળ્યા પણ તે એટલું મોડું હતું કે તે સઘલાઓના કરમની હોનેહાર્ટી અટકી શકી નહી.

રણધીરના નોકરોમાંથી એક ઉપર કોઇ રાજાની ધનુષ એચાતાં બાન લાગો. તેણે ચીસ મુકી, કે રણધીર જાગો. તે જોએ શું કે નોકરની જમની બાજુમાંથી લોહીની ધારા છુટી રહીછે. તે મુર્છાગ થઇને પડેછે, તેવોજ તેણે કુદી તે નોકરને પકડી લીધો. અને અંગરખાની બાંય ફાડી તીર કાઢતાંજ કે તે જખ્મ બાંધ્યો. એ બન્યું કેમ? તે જાણવા આગું પાછુ જોતાંજ કે તેણે પોતાના મેહેળને, પરદેશી રાજાઓ ને લશકર વચે, આકાસે મોજા મારતા માહસાગરે સપડાયળાં વાહાણ માફક જોયો. તે પામી ગયો કે શેરથના રાજાનું આ વેર મચ્યું છે. તેણે તરત તરક બાંધી કે આ સઘળા શૂરવીરો વચેથી જીવતા કદાચ પસાર થવાય. તેણે પ્રેમમોહી-નાની છબી નેણમાં ઝળકી રહેલી જોઇ કે તે લજાણો. શું રણધીરને લાયક ખ્યાળમાં રણધીર છે? એ મનને સવાલ થતાંજ બસ ગુસાભેર જોસામાં ચકચુર તે સુદ્ધ કેશરયા પોશાગે હથ્યારો સજી સ્થાપ્ન કવચે પવનવેગા ઘોડા ઉપર બેઠો ને દુશ્મનો વચે આગ સમાન ઢાયો. શીરોઇ ફેરવતાંજ તે લડવૈઆઓના ટોલેટોલાં ભુમી ઉપર ઢલી પાડવા લાગો. એક ઘાએ આ સેનાપતી તો બીજે ઘાએ તે રાજપતી તેના સપાતાથી મેદાંનમાં લોહીએ ગરકાવ થઇ પડવા લાગા. હજારો જુદ્ધા વચે પેરાયળો, એટલે તેને પણ ઘા ઉપર ઘા થવા લાગા. અતી ઘાયલ છતાં તે હરીફોને રોળી ગુળીને મારતો ને યશ મેળવતો જે જરૂએ ગયી રાત્ર પ્રેમમોહીના સાથ તેણે ગુજારેળી, તાહાં તલવાર અળતો આવ્યો ને જે વખતે શેરથના પ્રધાનો પોતાના રાજાના હોકમને પરદેશી રાજાઓના કાનમાં મુકવા જાએછે, તે વખતે તે પાટણનો શૂરવીર પાટવી કુવર મેદાંને એક પણ સ્વાર ખોડે ઠરેલો નાહી જોતાંજ કે ચેહરા ઉપર ખુશાળીનુ પાણી ચળકાવી પોતાની માશુક પ્રેમમોહીનાના નેણે નેણ મેળવતાંજ કે તે મોહીની સામું પડયો. તેનો વ્હાલો અશ્વ તેની કેડે ફસાયો, તેને આ વેળા તે અઠીગણ દેહ જાણે કોઇ સાઊકાર પેહેડીએ બેઠો હોય એવો નકશો ચીતરાયો. "મારી પ્રીયા સામુ મરતતોળ છુ" એ જાણીને તેને આશા જે હતી તે એજ, કે કોઇ મુજી હવે હીચકારાપણાથી તેના વદન ઉપર ઘા કરવા ફાવશે નહી. પછે તેણે પોતાનો ડાવો કર મસ્તકે ઉલટાવી મુકયો કે પ્રેમમોહીનાની વીંટી શુકરના તારા માફક ચળકાટ દેતી તેની આંખ્યો વીચો રહેતી દેહ અજવાળામાં વીટાળી રહી. પ્રધાનો મેદાન ને રાજા હરણ કરનાર જુદ્ધા સામે પડેલો જોઇ આગળ ચાલી શકતા નહી એટલામાં શેરથનો રાજાધીરાજ આવ્યો ને પોતાના મોહોલ સામુજ રણધીર પડેલો જોઇને દબ્યો. મેદાંને જોએ તો કોઇ પણ રાજા

કે સેનાપતી આબુત નહી, અને બહુ વધતા ઓછા ઘાયલ કે મરણ્યા થયી પડેળ એથી પોતાના શત્રુ રણધીરના શુરવીરપણા ઉપર ને વીસ્મય થયો. શોરથપતી રણધીર આગળ ગયો તો તે યુદ્ધવીનું સ્વરૂપ માનવીજાતીમાં એક હોયોને તેનો ખેભાંન્ન ચેહેરો એવોતો ત્રાસી દીપતો હતો કે તેને વધુ વેળા એકીતગર જોતા ઉભું રેહવાને શોરથપતીરાજની છાતી ચાલી નહી.

શોરથનો રાજા મરણ્યા રણધીરને જોઇ પાછો વળેછે, તેવામાં લોખન કવચ ને હથયારોમાં ગરક થયલો એક જબરો જુદ્ધો તે સામે આવી ઉભો. શોરથના રાજાનો ચેહરો સર ઉપર મુકેલાં તાજથી જે રોબ મારતો હતો, તે આ વખતના ક્રુરપણાથી બહુ દીપતો હતો. જુદ્ધો તેથી નકી સમજયો કે આજ શોરથ પતીરાય. અંત્યે નજર મળતાં એક લાખોટો તે જુદ્ધાએ રાજા સામુ ધરયો. રાજાએ પુછ્યું, આ લાખોટો કોણ રાજ્ય તરફનો છે ? સ્વારે જવાબ દીધો, કે પાટણના રાજ્યધીરાજનો. અચરતીથી શોરથપતીએ તે ફોડયો, તો આમ હતો કે:—

રથાણા શોરથપતીરાય—

આપના રાજ્ય તરફ માહરો પાટવી કુવર રણધીરસીંહ માહરા દીધેલા દેશવટાએ આવી વસ્યોછે, તેને મનાવી સ્વદેશ વળાવી દેજો. ડાહ્યા દુશ્મન સંગાતે કામ પાડવામાં મને ડર રેહતો નથી છતાં ઘણી બેળા આ દુહો સાંભરી આવેછે કે:—

સારંગે સારંગ ગ્રહો, સારંગ આયો ધાય;
રતકો સારંગ જો કરૂં, તો મુખકો સારંગ જાય.

પણ અડી વેળાએ આપ કેમ વર્તશો, તે મને દૃઢ છે, માટે સમજી આપ જાળવજો.

પ્રાણી પાની આપનો, જીઊં જાને તીઊં રાખ,
ઉતરયો કોડી એકકો, સો ચઢેહુ ન ખરચે લાખ.

શોભા ભરેલું કારય ખુદ કીરતીની મુરતી છે. અને તે કીરતી જન્મ કરતાં વ્હાળી ને કીમતી, જેઓ તેને સમજેછે, તેઓને મનસે છે.

મુરતસે કીરત બડી, બીન પંખ ઉડ જાય;
મુરતતો જાતી રહી, કીરત કબહુ ન જાય.

આપ રાજપતી, રાજને છાજતી રીવાજે માહરા ઉપર કાંઇપણ ખોટા લાભ લેવામાં તુચ્છ સમજશો. માહરો પુત્ર એકકો શુરવીર છે. તે મોહટી સેનાથીએ ખાટયો જનાર નહી, પણ આપે સારી રેહમ ને તરતીબથી બરદાસ્ત કરી રવાના કરાવવો. આ આશા ધરવાનું કારણ એજ કે:—

બીજકી પર્ખ બીજ કરે અગ્નીકી અગ્ની,
સુરકીર્ણ પ્રગટ હુયે દીન ઇંદુસે હોત રજની.
મોહોલ પરખે માનુની ગાયન પરખે કંચની,
મલાર પરખે ઘનઘોરઘટા સાજન પરખે સજની.
નેણ પરખે નેણ કતાર હંસ પરખે હંસની,
જીયા પરખે જીયા શીકાર ગજ ઓળે સંગ ગજની.

તેમ મેં શુરવીર જાણીનેજ આપને આ બાબત તજદી દીધીછે તે આ દુહાના અર્થથી સમજી લેશો.

હા કહે લક્ષમી, થી કહે ગજરાજ;
આગે નીકલત ગોલી, પાછે હોત અવાજ.

ખેમકુસલના સમાચાર લખજો, ને માહરો પાટવી કુવર મને આપના વખાણ સંભળાવે એમ વળાવજો. પાટણ પતીરાયના જવાર કબુલજો—

દીપુ સો પ્રીત પર્ખીયે, જો દાના સમજ હોય,
જયું રાન વીક્રાળ કુપ હે, ત્યું સાર સજન હોય.

લાખોટો વાંચતાં વાંચતાં શોરથપતી સ્થંભ જેવો સાવછ ઉભો રહ્યો. તે બુદ્દાને જોય ને લાખોટો, લાખોટો જોય ને બુદ્દો, તેવામાં પ્રેમમોહીના શખીઓને ચંદનની ચેહ તૈઆર કરવા કહી સતીના પોશાગમાં મોહોલ બાહેર નીસરી. તે પીતાની નજર સામે પડેલા રણધીરના પાસામાં જઈ બેઠી. તે બોલી, "પ્રિય પ્રાણ રણધીરસીંહ, તને શું થયું તે મને જણાવ. હજી ત્હારા સબ્દોને માહરા કાનથી એંટ દુર જવાને અવકાસ પ્રાપ્યો નહી, તેટળામાં તું આ શી વ્યવસ્થામાં વસ્યો!" પવનવેગો અશ્વ ને રણધીર સદાની નીંદ્રામાં પડયા હતા. તેમના પ્રાણ તેમના મરડાં ઉપર ચંદ્ર આસેપાસે ચકોર ચકરી ફરે, તેમ ફરતાં પ્રેમમોહીનાએ જોયા. રણધીરની શબ પ્રેમમોહીનાએ પોતાની બાથમાં લીધી. તે બોલી "ઓ રણધીર ત્હારી પ્રિયાને જોઅ, કે તે નાવારેશ આ વ્રાહાગ્નીમાં જળી ખાક થાયછે. અરે તું નહી તો આ દેહ ઉપર ગમે તે ગુજરો. જોયે તો રોમે રોમ નાગ બનીને દસો. જોયે તો વાયુની દરેક ઝરી ઝેરના સપાટા મારી માહરા શરીરને ઘનઘોર બનાવી દો, પણ તાહરો વ્યોગ તે કરતાં મને એટલો વધુ શખ્ત લાગેછે, કે તે એક પળ પણ માહરેથી બને કેમ કે સોસાય?" પછે તેણીએ રણધીરના અધરોષ્ટનું ચુમ્બન કરયું. આપેલા હોકમ પ્રમાણે ચંદનની ચીંતા રણધીર આસપાસ શખીઓએ તૈઆર કરી હતી, તે શળગાવા ઈસારત કરી. શોરથપતી હમણા તલગ મુગે મોહ પોતાની એકની એક પુત્રી શું કરેછે તે જોતો, પણ અગ્ની વ્યાપ્યાથી તે ચોંકી દોડયો. તે સ્તબ્ધ હાલતથી મોકળતો થયો. પેલા બુદ્દાને રણધીર ઈશારતે બટાવ્યો અને બુમો પાડીને પ્રેમમોહીનાને બોલાવા લાગો. ચીતા ખુબ વધી શળગી ચાલી હતી, તેમાંથી પ્રેમમોહીનાએ જલતી વેળા કહ્યું કે "હું રણધીરને ગંધી રાવ વરી ચુકી હતી, તેથી સતીનો ધર્મ જાળવુંછું. હું માહરા સ્વામી સાથ જળુછું, પણ બાપા જો માહરી વસયત માણો તો અહાપી પાટણ-પતીરાય સાથ સ્નેહ પુર્વક મળી રેહજો. માહરા સ્વામી ને માહરો ભોગ લેતાં હવેથી આ એકે કેહણી ચાલતી કરજો કે બંધે શોરથ ને પાટણના રાજયો પુર્વજોથી કટ્ટા વેરીમાં ખપતાં, પણ પાટણનો પાટવીકુવર રણધીર અને શોરથની રાજપુત્રી પ્રેમમોહીના જયારથી તે કલહમાં વરીને બળી મુઆં ત્યારથી એ બંધે રાજને એવો સંપ ને સ્નેહ થયોછે કે તે સદા નીભ્યો મચી મજબુત રહીને આજ તલગ કદી તુટો નથી! આ અચરત જાળવજો." કે અગ્નીએ છેક વધીને પ્રેમમોહીનાના અંગને લીધું. ચોતા ઢકઢક બોળતી રણધીર ને પ્રેમમોહીના તેના ભોગ લઈ રહાંછે. જુદ્દાઓ ઘાયળ કીંવા મૃત્યુ પામેળાનું પેલું જુદ્ધ મેદાન આ અગ્નીથી એકાએક આ વેળા આકાસી ગજબ જેવું ઝળકેછે. આ અગ્નીના ઉજરડાં રણધીરના મેહેળમાંથી તેના નોકરોએ જોતાંજ મેહેલ શળગાવી દીધો કે રાજા તે જગો ઉપર કઇ કોપ ન ગુજારે. તેઓ, આ બનાવ શું બન્યોછે તેથી બેખબર હતા. માટેજ આ રસતો લીધો. તે જયારે શોરથપતીએ જોયું ત્યારે તેની આંખ્યે ચાળતાં આશુંમાં વધારો થયો.

આ વખતે શેહેરમાં કોઇ રાજાની ફોજ આવ્યાની હો હા મચી. તે ફોજ પાટણના રાજાધીરાજની હતી. શોરથના રાજા ઉપર બુદ્દો રવાના કરયા પાછળ પ્રધાન દરબારમાં જોસથી તકરાર મચી, કે ગમે તે હોવ, પણ દુસ્મન રાજાથી હોસ્યાર રેહવું જોયે. જો તે કુવરને

પકડી બંદીખાને નાખે કીંવા તે કપટે મારી આપણા રાજ ઉપર ચઢી આવે તો વૃદ્ધ રાજાની જેવી તેવી ખાતરનીશાં થાય નહી, માટે કંઇપણ વેળ ગાળ્યાવના ફોજ સાથ પાટણપતીએ ખુદ શોરથપર ચઢાઈ લઇ જઇ કુવરને આણવો જોઇએ. આ ઠરાવથી પાટણની મોહટી ફોજ ત્યાંહાંના વૃદ્ધ રાજાને લઇ શોરથ ઉપર ચઢી. તે ફોજ આ હતી. તે બનતાં સુધી પોતાની કુચની ખબર ન પાડતાં બેધડક નગરીમાં પેઠી. તે ઠામેઠામ ચોકી મેળતી જાંહાં પેલી ચેહ શળગીછે, શોરથપતીરાય આશુઓ નાખેછે ને પાટણનો વૃદ્ધ સ્વાર છક થઇ જોએછે; તાંહાતળગ આવી લાગી. લડવૈઆ મેદાનમાં પડયાછે તે તથા રાજાના છત્ર ને તાજ ને શરીર હાલહવાલ થઇ તેઓ લોહીમાં ગરક ઘાયલ કીંવા મરણ પામ્યાં છે. આ દેખાવ પાટણપતીરાય જોતાંજ ધભરાઇ શોરથપતીરાયને પુછવા લાગો તો તે પેલી શળગી રેહેવા આવેલી ચીતા બતાવી બોલ્યો, "ઓ પાટણપતીરાય આ ચેહેમાં તાહરો પાટવી કુવર અને માહરી પુત્રી પ્રેમમોહીના જળેછે, તે તારી નજરથી ખુબ ન્યાળી જો." પાટવી કુવર વીસે આ સમાચાર સાંભળતાંજ પાટણપતી ઘેલોજ થયોની. તે ચીતા અડોઅડ જઇ જોય શું કે એક અપછરા ને ગાંધર્વે એક અશ્વ સાથ અર્ધ ઉપર જળ્યાંછે. તોએ તેઓના મુખ હજી જળવાની તૈઆરીમાં, તેથી પોતાનો પુત્ર ને તેની વહુને બરોબર જોઇ શકયો. તેણે પોતાના કુવરને ઓળખ્યો. અશ્વ પણ ઓળખી તે માથે હાથ મારી ભોંય ઉપર ફસડાઇ પડયો કે "ઓ મારા શ્યાણા કુવર તેં પોતાના સ્વદેશથી પગલું બાહેર કાઢયું તાંહાં ફરી મુકવા પામ્યોજ નહી. ઓ નઠોળ અપસુકન તારી ઉપર બુરામાં બુરા શ્રાપ ઉતરજો કે માહરા પુત્રને વીખુટો પાડીને આ કઠ્ઠા દુશમનના દેશમાં માર્યો." શોરથપતી આ સાંભળીને ગર્જયો કે "પાટણપતીરાજ આ ઘડીથી હું દુશ્મન નથી. મને એવો દોસ્ત સમજ, કે મેં રાજ ત્હારાં કુલને બક્ષીશ કર્યું. માહરી એકની એકપુત્રી જો જીવત અને રણધીર આ ઢીંગાણામાં ન પડત તો આ રાજ કોણનું હતું? અરે માહ શૂરા રણધીર ત્હારી જોડ જગતમાં મલવી મુશકેળછે, કે તેં એકળે આ સંધા બળ્યાઓને પેહલા પાડયા ને પાછળ તું આ જગો હીશાબ નકી જોતાં પડયો! ચાલ માહરાજા રાજમોહોલમાં ને તાંહાં રણધીરની શુરવીર વાર્તા સાંભળી રીઝ. મ્હારો ઇરાદો આ ચીતા જગો મ્હારી પુત્રીના સ્વામીની મુરતીનો રત્ન સ્થંભ ઉભો કરી આ બન્ની અજાએબ જુગના જુગ કાયમ રાખવાનીછે." પાટણપતી બોલ્યો કે "પ્રેમમોહીનાની મુરતી તે સ્થંભની ડાબી બાજુ અને પવનવેગો ઘોડા પાછળી બાજુ માહરા ખજાણાથી બનશે."

પ્રેમમોહીનાનો ઓત્સવ આ રીતે પુરો થયો. ઘાયલ સંધા રાજા તો પોતાના રાજ તરફ ચુપ ચુપ જરા તરા સાજા થયા કે ચાલ્યા ગયા. મૃત્યુ પામેલા રાજાઓની દેહી પણ તેમના બચેળાં માણસો તેમના રાજમાં લઇ ગયા. શોરથપતીરાજે કહ્યા માફકજ રણધીર મુરતીનો સ્થંભ ઉઠી ઉભો કર્યો. તેને પાટણપતીરાયે પ્રેમમોહીના ને પવનવેગો અઠાગ રત્નોથી બનાવેળા સંગ જોડી શોરથને અમર સોભાવ્યું. બને રાજપતીઓ સીહાસન ઉપર સાથ બેઠા અને અસલ વેરને અંતઃકરણથી ધોઇ નાખીને સાચા સ્નેહી થયા. શોરથના રાજની ગાદી તેના વૃદ્ધ રાજાના મર્ણ પાછળ પાટણના ન્હાના રાજકુમારને મળી. કેવા વીચીત્ર બનાવોથી વંશ પરમપરા ચાલતી આવતી દુશ્મનીનો નાશ થાયછે, તે આ કથા ઉપરથી સેહેજ જણાયછે.*

---

*રણધીરસીંહ ને પ્રેમમોહીના મેં "રાજવાડાની કથા" પ્રગટકર્તા મી૦ જમશેદજી ફરામજીને તે ગ્રંથમાં આપી હતી, અને 'રણધીર ને પ્રેમમોહીનાનો નાટક' લાલા શ્રીનીવાસદાસે વ્રીજ ભાષામાં રચવા પ્રવાનગી મંગાવી હતી, તે બોલાશો પ્રસ્તાવનામાં વાંચ્યો.

રજપૂત વીરરસ કથા કર્તા.



# ઊદેપૂરની લાલબા.

રજપુતાનાના મોહળાં રાજનો માલિક એક વેળા ઉદેપોરનો જેસીંહ રાણો હતો; આ રાજકર્તા રજપુત જાતીનો ઉતમ સુર્યવંસી કુળ કેહવાતો, અને તેની પટરાણી જોધપુરના જબરા રજપુત રાજાની માહ સુંદર રાજકનીઆ હતી. તેનો કાબુ મુશલમીન રાજની જબરાઇ પેહેલાં હદ વનાનો તથા પૃથુરાજ પાનીપતની યુદ્ધમાં પડયાં પેહળા ઉતરે હીમાલાની સીમા તળગ અને દખણે ગોમતીની હદ વેર હતો. કેટલાક રાજા તેના મંડળીક કેહવાતા અને ખંડણી આપી આશ્રય રહેલા હતા. તેના છત્રની આણ હીંદુસથાનમાં બળવાંન ગણાઇને તેના ફરમાનને તાબે થઇ તેની રઇએતનું નામ દેવાને કોઇ રાજની હામ ચાલે નહી. ભીલો તેના લશકરના સપાટાથી ડરતા હતા. આફગાનો ભરતખંદમાં દાખલ થયલા હતા. તેઓ રાજ સ્થાપી પડાવ નાખી બેઠા હતા. પણ ઉદેપોરનો તરાજ તેમના હાડ ધ્રુંજવતો. આવા માહાન મુગતધારી છત્રપતી રાણાને વારસમાં એક પુરી ચંદ્રમાને રૂપ તોલની કનીઆ હતી. ચંદબારોત કે પછે કોઇ બીજા કવીનો આ કવેત છે પણ તે આ રાજકનીઆને ચીતરવાને અનુકુળ થાયછે કેઃ—

"રંગ લાલ રૂપ લાલ અધરે અમીક લાલ,
દ્રીગનકે ડોરે લાલ, કોરે લાલ પળકે;
કર લાલ ચુરી લાલ, કંચનકે કીસન લાલ,
ભુખનકે નંગ લાલ, હીરે લાલ હલકે;
ચારે લાલ ચોલી લાલ, દારમકે દસન લાલ,
મોતનકે માળા લાલ, બીંદી લાલ ઝલકે;
પાન લાલ પીક લાલ, પીકહુકે લીક લાલ,
એતે લાલ પાય લલન બીના લાલ લળકે."

તે રાજકનીઆનું અંગ લાલ રંગથી તેના રૂપને લાલ ઝળકાવી રહેલું હતું; વાંકી તેની આંખોના ડોળા લાલ અને પલકનની કોર લાલ ઝળકી રહી હતી. તેણીના હાત લાલ, હથેલી લાલ, તેણીની બાંગરી લાલ, ગળામાં હલકો પેહેલો તે પણ લાલ હીરાનો, કંચનનો કીશન પણ લાલ અને ભુખનના નંગ પણ લાલ જડેળાં. આંગમાં સાલુરી લાલ રંગની, બદનમાં ચોલી લાલ રંગની ગળામાં મોતીની માળા તેના મોતી પણ લાલ રંગના અને કપાળપર ટીલી જડેલી તે પણ લાલ રંગની ઝળકી રહેલી, તેણીના પગમાં ઝાંઝર પણ લાલ જડેળા લાલ કંચનમાં ઝમકાટ ને ઝમકાર કરી રહેળાં, એવા તેના રૂપ ઉપરથી તેણીનું નામ લાલબા રાખેલું હતું. જો જોગી તેણીના લોચનનો એક લાલ પલકારો ખાય તો ભાન

થઇને ભમર્ષ જાય, ચાલ તેણીની નખરાં ભરેલી નાજુખાઇમાં પુર જો માવિવ જોયતો ભાણી પડે; જોબન પુર ખીળીને બસંતના ખીળેલા ઓતમ બગીચાને ઝાંખો પાડે તેવી ઓતંમ બસંત ભરેલી ગુલતાન બનેલી હતી. તેણીની મધુર વાણી મધુની કાંટી ઉપરથી મધુકરનો પ્રેમ ખેંચી લઇ જાય. જો ભજન પોતે તે કનીઆના લાલ રંગના સરખા ખેંચાયલા હાથના લેહકા ને લેહેરો જોય તો તે અગ્નીમા અંજાઇ જાય, પણ તેણીના લાલ બાળની લાંબી ગુંછલી લટો વાયુ સંગ ગેળ કરતાં નાચ્યો રેહતાં બાળકના જોયામાં આવે તો તે પણ હરખાઇને શુંદર શરોદમાં તે મુરતીને મોહી કાંઇ શ્લોક જેવા લઢરેલા સબદો બોળે.

રાણો આવી અબછરા સમાન પોતાની કનીઆથી બઉ ખુશ રેહતો. રેન તેણીના મધુર ગાયનથી રીજીને રાજમાહાલમાં તે પોતે જયા આગળ હમીશાં પીતા પ્રેમચુંબન કરીને પોતાના ફરજંદને બેકીમતી આસીરવાદમાં ગરક કરી જતો હતો. ઘણી વેળા જારે લાલબા વીના લઇ વજાડતી પોતાનો મધુર સવર લંબાવીને રાગણીઓના માહાલ જાગરૂત કરતી, તારે રાણો પોતાની પુત્રોના માહાલમાંજ તખતે નીંદ્રાવસ થતો. જારે જાગૃત થતો તારે પરોઢયાંનો શમો હોયાથી જે ઓરાગની મજો કરતી લાલબા રંગમાં મચી રેહતી તે જોઇને તે પોતાની એક પુરી પુત્રી માટે પોતા પાછલ રાજપદ ધારણ કરશે કે નહી આ વાતનો શક ધરતો, સબબ ગાયન ને જોબન ને રૂપ ત્રણેથી રાજકન્યા એવી વીખરેળ ચીત્ર બની રેહતી કે અનુભવી રાણાને ખુદરત સમજવાને મુશ્કેલ પડતી નથી.

એક વખત માણકઠારી પુનમની રાત્ર ચાંદણીમાં સીતલ ઠરીને જગતનો માહીમાં ઓર પ્રકાશમાન કરી રહી હતી, અને રાણાની દુશમન ઉપર ગયલી ફોજની ફતેહથી ઉદેપોરમાં ખુશાલી થઇ રહી હતી. તે રાત્ર રાણો પટરાણી સંગાતે એકાંત નીશામાં ચકચુર થઇને રાજપુત્રોને માહાલ આવી લાગો. લાલબાએ પોતાના પીતા માહરાણાને દેખતાં દીવેકોથી માહાલ રોશનાઇ કરવાનો હોકમ આપતાંજ તે દીપી રહેલોછે. ચંદ્ર આકાસના બોહળાપણામાં ગર્વ ધરતો ઝલકી રહેલોછે. તે ચાંદણી દીવાનખાનામાં પડીને પટરાણીને પોતાની કનીઆનો અઠાગ સ્વરૂપમાન ચેહેરો તાજુબ કરતો દીપી રહેલો દેખાડેછે, તે રીતે રાણો પણ પોતાની કનીઆને નીઆલી નીઆલી જોતાં પોતાની માહરાણીને કહેછે ઝવેર આપણી દીકરી રાજ પાત્ર હોય કીવાં તે નશીબો વાધાત્રીએ આપ્યો હોય એ મને શક લાગેછે. આ અઠાગ સ્વરૂપ જે પારવતી દેખીને વીસ્મય થાય તે સમાન રૂપ નચીંત જીંદગી ગુજારવાને જગતમાં જવલે પેદા થાયછે. મારી હઇઆતી છે તેટલાં મારી અબછર કન્યાને લાયક વર હેઊં નહીતર આ મારી દેહ પડીતો આપણી દીકરી પોતાના અઠાગ રૂપ ને આબ ને જોબન ને છતાથી વેરનું મેદાન આ રલીઆમણા ઉદેપોરને કરશે. રજપુતાનાની આદી એ તુફાનમાં જોખમ પાંમશે અને કબીલા ઉપર શેતમ ગુજરશે. સું ધારેછ ઝવેર ?

માહરાણી બોળ્યાં મારી દીકરીનું આવું સરસ રૂપ મને આજજ નજર પડ્યું, હજી તલક મેં આપણી લાલબાના જુવાનીનાં દીવશો આવેલા સંભારયા હતા નહી. મારાં રૂપની તારીફ રજપુતાના કરી મારૂં કુલ મગરૂર રાખતું પણ જોધપુરને ઉદેપુરે ખુબસુરતીમાં જીત્યું છે. આજ આપણી રાજપુત્રી સારી જગતમાં ખાલેશ સ્વરૂપજ છે; એવો જમકાત ને એવો છોક મારી નેનાને દીપાવેછે. એવું તો અઠાગ રૂપ સ્વરૂપ ને કોમલ મધુર ભરેલું જોબન માહાંન ટેકાવથી દીપેછે કે હું માતાનો દરજજો ભુલી જઇને આપણી લાલબાના નેત્રની ગુલામરી થાઇ રેહું ! મને આજ મારી દીકરીથી ત્રાસ ને લાજ ઉપજેછે. હજાર ઘણી હું આજ

મારી દીકરીની સરખાવરીમાં હીની ઠરછું. રાણી આગલ બોલવું જારી રાખતે, પણ તેટલાં લાલબા રાણા રાણીને આવકાર દેવા ને દીકરી પ્રેમ દાખવવા હજુર હસ્તી હાજર થઇ આલીગણ કરી પડી. પીતાને આલીગણ કરીને માતાને સોદ માથું નાખી તે પ્રણેવાર બોલે પડી રહી. નીરદોશ તેણીની આ માતપીતાને ચાહવાની ચાલે પીતા કુરબાન થઇ બોલ્યો; મારા અમુલ્ય રાજ્ય કરતાં અમુલ્ય લાલ આજ આકાસથી ચંદ્ર, માહસાગરમાં મોહ બોલીને આતુર થઇ તરી રહેલી શીપમાં પોતાના તેજના મોતી વરશાવશે. શીપ તે પોતાના પેટમાં ઝીલીને જીવ સમાન રાખશે અને જારે આપણા રાજના બાધુર તારા માહશાગરમાં આપણા રાજ્ય હોકમથી ડુબકી મારશે તારે તેઓની બાઠમાં શરમાલ શુંદરી માફક આવીને પોતાની લાજ માટે પોતાનું પેટ ફાડીને પોતાની ઉતમ મતા આપણે આસતક કરશે, અને લાંબી મુદત તલગ બચાવેલી પોતાની મયાપુંજી ખોયા પછે પોતાની કાંટીની દરકાર છોડશે અને જોગન થઇને પુંજા પાત્રોમાં પોતાના તનની બોખરીઓને ઉપાઓગી કરશે. ખુશાલીનો વખત વાહાલો લાગેછે પણ તે જલ વહી જાએછે, અને ઉમેદને પોતાની પાછલ લાગેલી લાલચમાં ચોકી કરવા મુકીને વરશોના વરશો તેમાં વટાવી લેછે. એવા થોડાં વરશો ગયાં કે ભવની મસતી નરમ પડી, વલી એક બે દાયકા ગયા કે વગર મસતી તે ભવની અગની તદન બુજાઇ ગઇ, કે મસાને તે તે બુજાયલી દેહ જલાવી ભશ્મ કરી અંત આણ્યો, એ સારછે. તેમ રૂડી ચંદનીનો મહીમા વહી જઇને બેમુલી શીપની પ્રજા ઉપર માનવીનો ડોલો ખુંચીને માહશાગર જેવા બીકટ ઉદ્યોગમાં હામ બીડીને કાલ સમાન થઇ તેમની સંધી સોભા ખુશાલી ને મયાપુંજી માનવી લુટીને અપમાનથી ધુલમાં ફુંકેછે. થોડા સીતલ ખુશ કલાકની નીશાવાલી જીંદગી ગુજારીને તે બદલે જંજાલનો આખો ભવ સર ઉપર હોરેછે. આ શૃષ્ટીનો આ સાર સમજી આ વખતને અનુકુલ રાગણી લલકાર બેટા.

પીતાની વાતચીતમાં લાલબાનું ધ્યાણ હતું. શીપ ને શાગર ને ચંદણી ને તારા ને ચાંદ અને માણકઠારી પુનમની બલીઆરી વીચીત્ર તેણીને હ્રદય લાગી. તે શીપ ઉપરથી પોતાને એક સીપ સમાન સમજીને મોતીને જીવ તથા નારી ધન સમજી મનમાં કલપણા કરતી હતી. સીપ સમાન હું સ્ત્રી મારા અમુલ્ય જાન કરતાં અમુલ્ય મોતી મારી જુવાનીના જોબનનું આબ માન તે કયો તારો લુટીને મને ઉદાશી જોગન બનાવશે ? આ રૂપ ને આ અબલા અવતાર નીરાધાર શીપ માફક છે તે કોઇ લુટારા પણ લોભી રાજાના હોકમને આધીન રેહનારા તારાઓથી માહાશાગરરૂપી શૃષ્ટીમાં ડુબકી મરાતાં મારૂં મોત થશે. હું માતા જેવી ભાગ્યશાલી નીવરીને મારા તારાને મારે લાયક પામશ કે કેમ ? આ ખેઆલમાં આગળ ગીરફતાર રેહતે પણ પીતાએ બીજી વખત હેદે લગાડીને કહ્યું તેથી તે વીણા લઇ ગાવા બેઠી.

રાત આગલ વધેલી હતી, અને ચંદ્ર ઘણીજ સીતલ ચાદણીથી ઉદેપોરનો રાજ માહાળ રંગીને પોતે તે રંગ બરાબર ઉતરેછે તે તપાસ કરતો ન્યાળી રહેઓ હોય એમ પ્રકાશી રહેઓછે. લાલબા તે જોઇને પોતાની માતાને જોતાં રાગણી લલકારેછે જાણે રાગણીનું સ્વરૂપ પોતે બની હોય એમ એક અતી સોભાયમાન અપછરા પોતાના બાળેબાળ મોતી પરોઇને મોતી પાયલ વાગતાં પગ પાછળ કરીને બેઠીછે. તે ગોરાં બદનમાંથી ખુશબો નીકળીને ભમાતા ભમરાઓનો ઘનઘનાત સુરસુર સાથ મેળવી લેછે. બેમુળાં લાલની બાજુબંદ બાજુએ ઝળકેછે. કાનમાં તારા જેવા લાલ માણકોના ઝુમકા પેહેળાછે. કમળ ફુલના ગાલીચા પાંઠરેલા ઉપર તેની અનીઆળી નેના ટીકાઇ રહીછે. ગળામાં માણકનો હાર છે. પગના તલીઆમાંથી

કકુ વેરાતો હોયની, તે માફક તેણીના કરથી હીંગરો વેરાયછે. રાજહંસ જેવી ગરદન લાંબી થઇને સ્વરો સાથ ગેળ કરેછ અને સીનધીની સારી ગમ ગઢ ઉતર સુરથી તણાયછે. ખરચથી મધમ ને મધમથી ગંધાર તલગ ઉલટ પુલટ તાન ચાલી રહેઆંછે. સવરનો મધુર એવો મચ્યોછે કે કોકીલા પોતાના સવરને હીનીને શોકાતુર સાંભળતી બેઠીછે. પચંમ આરંભેછે તારે પપે તલપ તલપ થાયછે અને મધમ જારે સુર ધીકેછે તારે મધુકર કમળ સંગ રીસાળ થઇને તેણીની બાઠ તજેછે. પણ તંબુરો કમળ કંનન ચાલેછે તારે તે સુરસાગરની મધુ માહીની સીતળ માહીનીને હાર આપીને ચીડવી રહેતી હોય એમ કળપના થાયછે.

ભજન કબીત.

ઘટ ઘટ તુંઇ સમરન ચાલે, બુંદ બુંદ તુંઇ ચાલે નુરાણી;
ડાળ ડાળ તુંઇ કિરતન ચાલે, પાન પાન તુંઈ ચાલે ઉઢાણી;
કીર કીર તુંઈ બોલખન ચાલે, કંન કંન તુંઇ ચાલે બાણી;
તુંઈ નામપે શૃષ્ટી રણુ ચાલે, તુંઇ નામ જપે રજપૂતાણી.

મન મન તુંઇ માહીની ઝળકે, રેખ રેખ તુંઈ ઝળકે પ્રકાશ;
ઘન ઘન તુંઇ રોહીની ઝળકે, તારે તારે તુંઈ ઝળકે કૈલાશ;
તન તન તુંઇ સોહીની ઝળકે, રગ રગ તુંઇ ઝળકે હે આશ;
તુંઇ લીખ્યા પે સબ હોની ઝળકે, તુંઇ નામ એક મન મીરાશ.

ફુલ ફુલ તુંઇ સુગંધી બેહકે, ચમન ચમન તુંઇ બેહકે બહાર;
બાગ બાગ તુંઇ ચમન બેહકે, કળી કળી તુંઇ બેહકે લાર;
તરૂ તરૂ તુંઈ જોબની બેહકે, ફળ ફળ તુંઈ બેહકે સાર;
તુંઇ બનાઇપે લોચન બેહકે, તુંઇ નામ હે દમ એક અધાર.

---

પીયા પીયારી આઇ હે રૂત શ્રાવણકી—પીયા પીઆરી—
હરે હરાંઇ સબ જગ ઝળકાંઈ ભરપાંઇ
જોબના ખીળી ઉમંગ ભર દેખે રાહ પીયા આવણકી—રૂત શ્રાવણકી—
આયું આયું કોયળ બોળે, બન બન બોળે મોર
પીયા સબદ સુન કરત આશ જીયરા મન ભાવણકી—રૂત શ્રાવણકી—
જાઇયો બટુવા સંદેસ એ લે કે પીયાકે પ્રદેશવા
શીશ નમાય પી લે આય દીય મધુરે હુક પીયા બોલાવણકી—રૂત શ્રાવણકી—
ચાતુરી શોભાવણકી મન બતા દીજીયો મીલાય હશાવણકી
પીયા લે આવ બટુવા ચાહે સો લીયો જોબન મીલાવણકી—રૂત શ્રાવણકી—

જે તાન ને જે સુર ને અલાપથી આ રાગણી લાલબા પોતે રાગણી સ્વરૂપ થઇને ગાઇ રહી તારે રાણાની ચક્ષુથી અશ્રુ તપક્યું તે ઓચીંતું લાલબાએ જોયું. તે ચંદ્ર તેજ ગ્રહન કરતું જે તપક્યું તે સમ મોતી આકાસ ચાંદણીએ તપકાવ્યું હોય એમ તેણીને લાગાથી તે પીતા તરફ દોડી ને બોલી પીતાજી મને અવણા જે મોતી આપ ઉપર આકાસથી તપક્યુંછે, તે આળો કે તે નીરમળ આબદાર મોતી શીપ વના આ દીવાનખાનામાં ક્યાંહી જતું રેહશે. કમળનો ગાલીચો કાળ નોકરો ઉઠાવી જશે તે ગોરી રંગ કમળો વચે તે તે સમાન રંગ ને આબનું સુકતા પણ લઇ જશે માટે મને તે આળો. પીતા લાલબાની આ મધુ વરસતી

પાણીથી ભરજાવાયો. તેણે તરત પોતાની ગળેની અનમુલ મોતીની માળા કાઢીને લાલબાને પેહેરાવી. માતાએ પુત્રીને ગોદમાં લઇ લીધી અને લોચનથી અશ્રુધારા જારી થઇ. તેણી પ્રેમથી બોલી. બાળા તું અવી રસકાંટી ને રૂપ મુરતી છે. અમારાં લોહીના બંધાયલાં અમુલ્ય લાલ, રજપુતાણાના ઊંચા કુલની અમુલ્ય બાળા, અને ઉદેપોર ને જોધપુરની મળેલી કુલ બીજમાંથી ઉદય થયલી અતી સોભાયમાન ઉતંમ કુળ બીજ, ઇશ્વરની આ બેસુમાર બક્ષીસ વચે મારી પુત્રી તારાં પ્રાલબ્ધમાં તારે મસતક કોઇપણ અસાધારણ જોખમ હશે. ભરતખંડના અતી જોરાવર ને ટેકાળ રાજ્યની તું માલીક છે. તું માહરાણી છે, તું ભરતખંડનું તેજ ને નાસીકા છે, પણ આ સંધા વૈભવમાં કોઇ પેજ વીદાવીએ રાખ્યો હશે એવી તારા માતપીતાની અનુભવી લાગણી છે. મારી રજપુતાણા જેવાં કોટી રાજ કરતાં કોટી ઘણી અમુલ્ય ને કોટી ઘણી વાહલી પુત્રી અમારી હઇઆવીમાં તારાં લગ્ન કરીને તને રાજયાભીશક કરીએ. તને રજપુતાનાનું તાજ પેહેરાવે, તને રજપુતાનાના તખતે બેસાડીએ અને તારી આણ આખાં ભરતખંડમાં વરતાવે. રજપુત સેનાનો પ્રેમ તારી ઉપર રચાવીને તારે માટે તે યુદ્ધ સેના જાન આપવાને તારા એક હોકારે મેદાન પડે એવી તારી બોલબાળા ગજાવી તને અમારા જીવતાં જીવત એવી ઠર પાડયે કે અમારી દેહ પડે તારે અમારા ચેહરા હસતા થઇને મોગરાના પુષ્પ સમાન બેહકે અને સ્વચ્છ સુગંધીથી હમારા વંસનો સદા આસીરવાદ લીએ.

સુર્યવંસના માહપ્રતાપી જયસીંહની આસા ફકત લાલબાને કર્ણ પોપટનાં મોહમાં રમના ગાઇ રહે તેમ પ્રેમ રાગણી ગાતી હતી. માહરાણો પોતાનો એક પુત્રી રાજ્ય પદ સપાદન કરવા યોગ્ય કનેયાને પોતાની હૈયાતીમાં પોતાના મોટા રાજપાતનો મુગટ અને ચક્રવર્ત્તીપતી સ્વાધીન કરવાનો ઉમંગ પામતો પોતાની પ્યારી રાણી સાથે પોતાને મોહોલ ચાલ્યો.

બીજે દીવસે માહારાણાએ પોતાના મંત્રીઓની એક ખાંનગી દરબાર ભરી. તાંહાં ઉદેપોરનો અબછરા લાલબાના સંબંધમા પોતાની ઇછા કહી સંભળાવી. વડો મંત્રી થોડોવાર વીચારમાં પડ્યો, અને તે રાજસભા માહરાણાને ઘણી સમજાવા લાગી કે હજુ પણ રાજ-કનેયા લાલબા સારૂ કાંઇ પણ એવો ઠડાવ લાવવાને વખત આવ્યો નથી. આપ છો તાંહાં સુધી આ ખ્યાલ કરશો તો તેમાં આપણા ખંડણ્યા રાજયોથી માહાન પીડા થશે. મેહસુલમાં પણ માહાન ફેરફાર થશે. વખતે ઉદેપોરના રાજ્યની આમદાનીમાં એવી ઘટ પડી જશે કે લાલબાનો અમલ જોખમદારોથી ભરપુર થઇ આપણી સ્વતંત્ર રાજનીતીને કાંઇને કાંઇ ઠીગાણામાં ઉતરવું પડશે. માહરાણા આ બોલનારાને ડોલા ધુરકી રહ્યો. હજુરની હટ આખરે રાજ્ય મંડલ અમલ લાવવા સંમ્મ લઇ ઉઠી.

આ બનાવ પછેના તે સ્વતંત્ર રાજ્યના જુના લેખ ઉપરથી જણાયછે કે માહરાણા જયસીંહની અતી રૂપવંતી પુત્રી લાલબાના લગ્નની કંકોત્રી લઇ રાજ્યગોર ભરતખંડે નોતરૂં દેવા નીકળ્યો. જેમ રામાયણમાં સતી સીતાનો સ્વયંવર થયેછે, તેવા માહરાણાના રચવા ચઠિલા રાજપુત્રી લાલબાના સ્વયંવરમાં આવવા ભરતખંડના નામાંચા રાજ્યપદ સીંહાસન ધારણ કરી ચુકેલા ચક્રવર્ત્તી માહરાજાનો મેલાપ લઇ જેવું જેને લાયક તેવા યથાયોગ્ય માન સનમાન સહીત રાજ્યગોરે ઉદેપોરના માહારાણાનું સ્વયંવર નોતરૂં દીધું. નક્કી દીવસ કહી જયાંહાંથી જે નજરાણા માહરાણાનો ગોર આવી મળ્યાની નીશાન દાખલ અરપણ થયાં તે લઇ પોતા પાસ રાજ્યાધીરાજોની કરેલી ટીપમાં નોધતોજ કે તાંહાંથી આગલ વધ્યા ચાલવું એ પ્રારંભે કઇ દીવસે તે ગોર અનલવાડ મોરાના રાજ્યમાં આવ્યો, આ રાજ્ય ક્ષત્રીઓમાં આજકાલ

એક યુદ્ધમાર ને રણક્ષેત્ર યસસ્વી કેહવાઈ તેની આણ ઘણાંક રજપુત નાહાના ખંડણયાં રાજ્યોમાં અતી માન્ય હતી. આ રાજની આજકાલ ખંડણી પણ જે વશુલ થતી તે બીજાં તે જેવાં મોટા રાજ્યોથી વધુ ઉપજતી હતી. રાજા વૃદ્ધ હતો પણ તેનો એકનો એક પુત્ર અનલરાય જબરો જવાન હતો. રાજ્યગોર અનલવાડ શેહેરની પાદરે જઇ લાગો ત્યારે રાત્રી કલાક અગ્યારને સુમારે થઈ હતી. તે થાકો હતો માટે પાસેજ નજર પડતા બાગમાં ઘુસ્યો અને તાંહાંના દ્વારરખને તેમાંથ એક ખુને વીસામો લેવા માટે કેહવા જાયછે તેવામાં તે સામે એક જવાન ક્ષત્રી જેની રૂપાળી કાંટી જોતાં તે બસ ચુપ થઈ જોતોજ ઉભો. તે સ્વરૂપ નહી હતું જાણે ચંદ્ર પોતાને માનવી બનાવી તાંહાં તે સામે આવી તેની થાક ઉતાર કરવા પોતાની સીતળતા છાંટેછે, યા કોઈ મોહીની મરદ દેખાવે આ સૃષ્ટી ઉપર ધાર્સ્યું કામ કરવાને પ્રગટી હોય એવા સોહામણા મરદાના જવાને અછા આવકારે બાગમાં દાખલ કર્યો, પણ જયારે તે રૂપાળા જવાને તેને તેથી પણ માહ આદર સતકારથી પોતાના બાગમાં લાવી આસન ને પકવાનથી તેની થાક ને ભુખ સંતોખી ત્યારે તે તેની પરોણાગતની આસ્નાવારના જોઇ તેને આસીરવાડ દઇ રહ્યો. રાત્રો રાજ્યગોરે જ્યાંહાં વીસામો લીધો હતો તે જગો ને પહારી પણ તેને ખુશ નીંદ્રા ભેટે એવી હતી તેથી તે પ્રભાત સુર્ય કીર્ણ પ્રકાશ દઇ જગતને ઉજળ જલજળાત દીધા આગળ જાગૃત થયો નહી. વળી તે પહારી મેળો બાહેર આવ્યો ત્યારે તેની સંધી માઉજત કરવાની જેવી તાકીદ થઇ હતી તે માફક સ્નાનપુજાની સામગ્રી હાજર થઇ; પછે પુષ્પના હાર ને દડા પછે રાજ્ય બીજ લાયક પકવાનોની રશોઇથી તે પોતાને ઉતારો દેનાર માટે વીચારમાં પડયો.

ચાંદીના ઝાંઝરનો ઝમકાર દેતી માલણે રાજ્યગોરને બાગ બાહેર જતી વેળા સગણમાં પુષ્પે વધાવી લીધો, અને જો જરૂર હોયતો થોડા દી ઠોબવાનું ઈજન દીધું. રાજ્યગોર ખુશી થતો આનંદભેર ચોરા વંસના રાજાની દરબારમાં ભાળ કાઢતો આવ્યો. દરબારમાં વૃદ્ધ રાજા સીંહાસન ઉપર બીરાજ્યો હતો, અને તેના શૂરવીરો નાગી શીરોઇ લઇ પદવી ઉપર ઠર્યા હતા. પ્રધાનો ને ન્યાય શાસ્ત્રીઓ રાજ્ય ખટપટના ખટળા ચુકવતાં નાનાપ્રકારની તકરારમાં મંડયાહતા. તેવામાં માહરાણાના ગોરે પ્રણામ કરી સ્વયંવરના નોતરાંનો લાખોટો હજુર મેલ્યો. ગાદી ઉપરથી ચોરાકુળના વૃદ્ધ માહરાજાએ માહરાણાના લાખોટાને માહ માન સહીત કર લગાડી વડા મંત્રીને ઇસારો કર્યો. લાખોટો વંચાયો અને તેના પ્રત્યુતરની લીપી સોનેરી સાહીથી લખાઇ અને તે લાખોટો રાજ્યગોરને નવ બેમુળાં મોતી સાથ સ્વાધીન કર્યો. તે રાજ્યગોરે ચોરા દરબાર પ્રમાણિક વર્તનારી છતાં બેપરવા જોઇ. તેણે જો કે સઘળા મંત્રી ને શૂરાઓના માહ ઉપર દ[illegible] જોઇ પણ ગર્વ કે ઠાળાપણાથી તે મોકળી હતી. પ્રમુખને માહ ચાતુર રાજદરબાર જોયો. જણે જે પણ વાત કે પ્રમોદ દાખવ્યો, તે તેણે પોતાના માહરાજાની ઈચ્છા હોયાથીજ તે વ[illegible]ચુક વાપરી. જો કે ગંભીરતા તેનો સદા મુખ્ય માહવેરો હતો; તોયે માહ પ્રયત્ન ખેંચી હર્ષમાં રૂપ ઝળકાવતો તે મોતાના માહરાજાની આગ્ના બોલ્યો “રાજ્યગોર થાકા હોવા જોઇએ એ વીચાર માહરાજાની મરજી છે કે થોડા દીવસ અમારા રાજ્યમાં વીશ્રામ લીયો એમ નથી પણ માહરાણા તરફના માહ પ્રબળ સંબંધ ખાતર માહરાજની ખાશ મરજી છે કે ઉદેપોરનો રાજ્યગોર અનલવાડ થોડો કાળ ગુજારે. માહરાજાનું સામર્થ ને હાક જાણવા માટે રાજ્યગોરને તેના રાજ તરફથી તેને મળેલી નવીન પ્રતિષ્ઠાથી લોભાયો હતો, તે લાભ પુરો પડવાને પ્રભુજ સાધણ યાંયછે એ જાણી તે દરબારને નમ્યો, અને અનલવાડના માહરાજાની આગ્ના માફક તે ખાતર તઇઆર થયલા ઉતારામાં તાંહાંની રૂઢી માફક રાજે નેમેલા સ્વાર સાથ આવ્યો.

ઉદેપોરનો રાજ્યગોર માહ તીક્ષણ બુદ્ધીનું માણસ હતું. તેહાંના રીવાજ ને વહીવટથી તે રાજ્યની ચઢતી કળા સમજી ગયો તેનું બળ ઉદેપોરને ભારી જાણવાને તે ગાફેલ રહ્યો નહી. તો પછે તે આ માહ યશસ્વી વંશના રાજપુત્રને જોવા ઇનતેજાર થયો.

ઉતારો, ખાસ રાજમોહોલમાં જયાંહાં પારકાં રાજ્ય તરફના ખાનગી કે જાહેર આવનારા કામદારોના ખંડમાં અછી ગોઠવણથી નકી કરેલો તાંહાં રાજ્યગોરે પડાવ નાખ્યો. અનલવાડનો યવરાજ જોવાને આ જગો ઠીક છે અને વળી સાંજની વેળા હોયાથી સામેના વીશાળ મેદાનમાં કસરતને ખાતર રાજ્યના શૂરવીરોના તુરંગ પવનના સપાટા માફક જયાંહાં ત્યાંહાં ઉડયા રેહછે એ મન સંગાત કહી તાંહાં તેણે નજર કરી જોતાંજ પોતાને રાત્રે ઉતારો આપનાર જવાનને જોઇ તે માટે યોગ્ય માનથી કાંઈ મનમાં બબરેછે એટલાંજ તેનો તુરી તે સામે આવી જેમ બાજ ચકરી ખાઇ રહે તેમ ચકર ફરેછે. જવાન સ્વાર ઘોડાને ઘણોએ થંડો પાડવા યત્ન કરેછે પણ ગરમ થયલો તુરી જે પોતાના ધણીને સદાનો વસ આજ આણાકાણી કરતો હોકમ સામે ખંખાર નાખતો નાચેછે કે મારી કસરત બઉ બાકીછે; પણ તુરીનું બળ સ્વારના હોશ્યાર બળ પાસ ઝાંખુ પડયું. માવત જેમ હાથીને કળાથી મગત્રાં સમ તેની મસ્તાની જેર કરી ચલાવે કે ઠોબાવે; તેમ તે હોશ્યાર સ્વારે પોતાના મરતીની ઢુંડમાં આવેળા તુરીને ચકલા માફક ડાબી ઠોબાવ્યો. તેણે માહરાણાના ગોર પાત્ર ડોક નમાવતાં પોતાના બાગમાં રાત્ર ગાયન મીજલસમાં તેને આવવાનું કહ્યું. માહરાણાનો ગોર તે જવાન ઉપર ખુબ પ્રીત થયો હતો અને તેની આગળી રાતની મયા ને મીલનસારી સંગાતે કરેલી પરોણાગતથી તે તેનો આભારી હતો. વળી તે જવાનના ચેહરામાં રાજ્ય તેજ ને તોર દીપતાં છતાં તે દેખેતો માહ માયાળુ ચાલનો હતો. તે એવા સ્વરૂપવંતાને કોઇપણ બાબતમાં નારાજ કરવો એ તો બનેજ કેમ? પણ તે જાણતે કે પોતાના માહરાણાનું સ્વયંવર નોતરૂં દીધુંછે તેમાં આવનાર આ અનલવાડનો યવરાજ અનલરાય છે; તો પછે તેની ચાલ ચલગતમાં મોટા ફેરફાર થઇ જતાં તે રાજકુમાર સાથ વધારે મળો જવાને અચકાતે.

રાત્ર પણ મોટી ઠાઠમાઠ વાળી યવરાજની મીજલશ સોભાવે તેવી અમાસની હતી. મોહોલ તો દીપકોનો કોઇ કૌતુક માહસાગર ઉછળી રહ્યો હોય એવો કોટી કનક બતી લાગીને તેનો જળજળાત તેને કૈલાસનું રૂપક આળતું હતું. તે દરમ્યાન ને બાહેર ઠામ ઠામ ને જગો જગો જેમ કીડી પાછળ કીડી ચાલે તેમ દીવડો ગોઠવાઇ હતી. જે ઉપર સુનેરી રંગના પ્રેમ ઘેલાં પતંગો પવને હીળતી જોતની જીબને સાભળી તે સૂર તાનમાં પોતાના પ્રેમનું ગાયન કરી નાચી રીજી વશાઇના વચનની સાબેતી ખાતર તે પ્રકાશ શુંદરીઓના અંગમાં મળી જતા જે રોશનાઇ પડતી તે પારવનાની હતી. બાગે તરૂને પાન પાન દીવડો વળગીને ડારના બુંદ ચંદ પ્રકાશ ગ્રહન કરી આગ્યાં જેવા સ્વરૂપમાં ચળકે તેમ દીપી રેહતાં રોશનાઇનું કોઇ નવું રાજ્ય પ્રગટ થયું હોય એવો તે યવરાજનો મોહોલ તેજસ્વી તાપ થયો હતો. તાંહાં અનલવાડના માહ શૂરાઓ મળ્યા હતા. અનલરાયે મેજબાની આપી હતી તે લગભગ રાત બારને સુમારે સ્માપ્ત થતાં ગાયન દીવાનખાને બીરાજયા હતા. યવરાજે માહરાણાના રાજ્યગોરને એક રાજા જેવા માન સનમાનથી પોતાના શૂરા શરદારો સંગાત ઓળખ કરાવી ઠીક ભજવ્યો; તેથી ગાયન દીવાનખાનામાં તેની બેઠક યવરાજને જમને બાજુ થઇ હતી. ગાયન ગાનારી રામજણી સાક્ષાત મોહીની અવતારજ હોયની એવી છકેળ તાંહાં જે નખરાં ને જોબનના મીત્રામણથી રાગણીનાં તાન ઉપર તાન મારતી, તેથી યવરાજ તે મોહીનીને જોઈ

થોડો વખત પોતાની ભાનમાં ગરક ગયો હોય એવો ચુપ બેઠો હતો; તે જોતાં માહરાણાના રાજયગોરે મીત્રતાની લેહેરમાં પ્રસન્ન પુછ્યું કે આ તમારા ખેદ ઉપરથી તમો આ કનચણીના શાખી દીશોછો. અનલરાય અગ્નીકુંદમાં પડયોજની; પણ પ્રસન્નપુછક પોતાનો પરોણો હોયાથી તરત જાહેર બેદરકારીથી હસી કરી તે વાત ખાઇ ગયો. ગાયનકારે ભૈરવનો વખત જોઇ રાગ રાગણીના મુળ પીતા જેવા માહ યસ્વી ભૈરવને નમસ્કાર કર્યો કે ભૈરવ આકાસ ફારી જતા તોશાની આત્મા માફક તાંહાં ઘુમ્યો કેઃ—

## ભૈરવ.

હા હા હો પીય નીર્ત કરો. હા હા હો પીય—
એસી કરી મૈ તુમહી રીઝાઈ, ત્યોં મેરો મન તુમહુ હરો. હા હા હો પીય—
તુમ જૈસે શ્રમ બાય કરત હો, તેસે મેહું ફુલોંગી. હા હા હો પીય—
મૈ શ્રમ દેખી તુમ્હારે અંગકો, ભુંજ ભરી કંઠ લગોંગી. હા હા હો પીય—
મૈ હારી ત્યોંહી તુમ હારો, ચરણ ચાંપી શ્રમ મેટાંગી. હા હા હો પીય—
સૂર શ્યામ જ્યોં ઉછંગ લઇ મોહી ત્યોં મેંહું હંસી ભેટાંગી. હા હા હો પીય—

રાજયગોરથી આ વેળા પોતાને ભુલ્યા બોળી જવાયું કે ભૈરવ તો લાલબાની ગાવાની, કે જેના તાન અલાપ ઉપર ગાનધર્વ ને અબછરા આકાસથી સાંભળવાં ઉતરેછે. અનલરાય આ સબ્દો સાંભળી લાલબા કોણ તે જાણવાની ઇચ્છાએ રાજયગોરને બોલ્યો કે શું અમારી આભુષણબાથી પણ તે ગાનામાં ચઢે? રાજયગોર બોલ્યો એ જવાન રજપૂત તેં લાલબા જોઇ હોય અને તેનો સ્વર જો એકવાર તારે કાને પડયો હોય તો તું તેનો નોકર થવાને તારા જન્મનું સાર્થક સમજે; આવ મારી સાથ કે હું તને માહરાણા હજુર દાખલ કરૂં, પછે તુ તાંહાં રહીને તેમની નોકરીમાં નામ કાઢ, અને દર રાત લાલબાને સાંભળી તારા મનને આનંદ પમાડ. અભુષણબા કોણ તે હું જાણતો નથી, પણ આ ગાનારી તો તેનું એક રોમ થવા લાયક નથી. યવરાજ આ બોળી ઉપરથી રાજયગોર તેને પીછાણતો નથી એ નકી જાણી ચુકો, માટે તેને છુટથી વાત કરવા ને તેનો ભેદ જાણવાને શેહેલ થયી પડયું. તે પોતાના પીતાની દરબારના કામકાજમાં હોકમ બાહેર જઈ વધારે માથું મારતો નહી માટે તે કોણ છે અને તેનું કામ શું છે તે જયાંહાં તલગ માહરાજાથી તે ઉપર જાણ પોંહોંચે નહી તાંહાં તલગ તે જાણનાર નહી. એ રીતે તે પોતે પણ પોતાના વૃદ્ધ પરોણાથી અજાણયો પણ દુન્યા સંસારમાં તેની પડવી શું છે તેથી તે જેવો તેના પરોણો તેનેથી અજાણયો છે તેવો નથી. રાજયગોર અને તે પણ ઉદેપોરના માહારાણાનોજ હોવો જોયે એટલી તો તેને જાણ થવી જોઇએ તેમ થઈ પણ હતી. જયારે તેણે બાગમાં આશ્રો લીધો ત્યારથી પણ તે કોઇ રાજનો ગોર છે એટલું તો તેના પોશાગ આચરણ ઉપરથી તે પેલાજ તેણે જાણી લીધું હતું; અને જે પરોણાગત નોકરી થઇ હતી, તે તેના હમેશાનોજ ચાલ હતો. ગમે એવો તીરાયત કે મુશાફર તેના રાજમાં તેને હાય એવી રીતે ઉદારતા ને આગતાસ્વાગતા પામી જતો કે જેથી તેની વખાણ ઘણી બાહેર ફેલાઈ હતી. યવરાજે હસતાં પુછ્યું કે શું લાલબા અમારી આભુષણબા જેવી તમારી રાજપકંચણી છે? રાજપગોર બોલ્યો કોઇ ચંદ્રને ઉજલો પાષાણ કહે કીંવા રત્ન પ્રવત્ત પણ કોઇ કાલ ચંદ્ર સમ જગતને ચાદણીમાં દીપાવશે? કે તે ઉજલો પાષાણ તે મરતબો પામે? કોઇ આ શૃષ્ટીમાં એવો મણુષ્ય હશે નહી કે ઉદેપોરના માહરાણાની એકની એક રાજપુત્રી પતિવર્તા લાલબાને એવો સબ્દ ઓચરી લજા પામશે. તેં આ સબ્દ કહ્યો તે

અજાણમાં કહ્યોછે તો પણ તે પાપનો તને કાલો કલંક લાગોછે. યવરાજ બોલ્યો કે રાજ્યગોર તે કાલો કલંક હું તમારી રાજપુત્રી પતીવર્ત બાલબાને મોહને મોહનું ને નેણે નેણ મલી ક્ષમા માંગી ફીટાડીશ. તેવામાં રાજ્ય કંચણીએ રાગ કાન્હરાનો તાન સુનાવ્યો. શૂરવીરોના ચેહરા તે ઉપર ગંભીરપણે બેઠા:—

કાન્હેરા.

નવલ નીકુંજ નવલ નવલા મીલી નવલ નીકેતની રૂચીર બનાયે,
બીલસત બીલીન બીલાસ બીબીધ બર બારીજ બદન બીકસ સચુપાયે,
લાગત ચંદ્ર મયુખ સુ તો તનુ લતાભવની રન્ધ્રની મગ આયે,
મનહુ મદન બલ્લી પર હીમકર સીચત સુધાધાર સત નાયે,
સુની રુની સોચતી શ્રવણ સુન્દરી મોન કીયો મોદટી મન લાયે,
રુપ રુપી રાધા માધો મીલી ક્રીડત હે રતી પતીહી લજાયે.

આભુષણ આ વેલા નેણના ચમકાર કરી રહી. તે યવરાજ જોઇ રાજ્યગોરને પુછેછે કે આ ચમકારામાં તમને કાંઇ નવાઇ જેવું દીસેછે? રાજ્યગોર બોલ્યો કે મારી આંખ્યોની રોશનાઇમાં ઝાખ આવીછે પણ તે છતાં આ ચમકારા એવા વીચીત્ર અગ્નીહારા છે કે તે મારી હુલાવ થાને વીર બનાવેછે. આ રામજણી મને કોઇ માહા ચતુર ને ડાવકી ગાનાર દીસેછે. તેણી જે ગાયન કરેછે તે દીલના દરદથી કરતી કોઇ ઉપર પોતાની બાજી અસરકારક રીતે બાજી લડવા માટે ખરા આવભાવથી કરેછે એ ચોકસ જાણવું. યવરાજ બોલ્યો તમો બોલ્યા તે સમજુ છું. અને એ મને ખરાં હેતપ્રીતથી ચાહેછે પણ હું એને માણતો નથી.

આભુષણ ચાર મુરતીસમ મીજલશમાં નાચી નાચી શૂરાઓના મન ઉપર મોહીની છાંટતી હતી. તેણીની સુનેરી ગુંગુરીના ઝાંઝરાના ઝમકારસંગ રાગના તાન અલાપ સંબંધ થઇ તે વલી રાગ રંગ પતંગ જેવો સાંભલતા કર્ણને ચંડોલ બાની લાગતી હતી. નેતન અદાબાજ થઇ કમલ જેવા મધુરા ઇસારાથી પલકોની ઘેરાયલી ધતાને મીજલશ દરમ્યાન એવી તો ચાતુરીથી પાંડરતી હતી કે તે સ્વરૂપવંતી ઉપર શૂરાઓની શીરોઇ ને સર ફીદા હતાં. જેવારે કનક ગુંગરી અભુષણની કોમલ બાજુ હેથળ ખંખણતી, ત્યારે કૈલાસનો ગાનધર્વ તે મધુરા ધુંઘણાટથી તાબેદાર જેવો આવી તે પાસ પડતો હતો. તેણીનું મંદ મંદ હાસન, તેણીનું તૃણ જોબન, તેણીનું કસ્તુરી સુગંધી અંગ અને તેણીની મધુર બાની એ અમુલ્ય ઇશ્વરીદાન પામી તે આ મીજલશમાં માહાન મુગટધારી ભુપ વરવા પાત્ર હતી. ચંદ્ર ગાંદી થઇ જાય એવુ તેણીનું રૂપ જોઇ અનલરાય ઘણીવેલા તેના રસ્તામાં આડો પડી તેના મનનો મર્મ જાણી તે જે ઇચ્છા કરે તે તતકાલ તેણીને નવાજવા આતુર થયો હતો; પણ રાણી જે ઇશ્વરી ચમત્કાર, બીજા સઘલા તેના ચમત્કારમાં શ્રેષ્ઠ છે તેની બલ્યારી પુર સબળ હોવાથીજ આજ અનપરાય તે કેવળ એકસો એક તચનું કાનચન રહ્યોછે. આ મીજલશમાં રાજ્યગોર પણ ઘડી ઘડી આભુષણના નેણ જોઇ મોહી રહ્યા સમ ગુમ થયોછે અને તેણીના રસીકપણાના અતી કોમલ આવ ભાવ ઉપર શૂરવીરો જેમ દુકાલમાં ભીક્ષુકો અનાજ ઉપર તુટી પડે તેમ રસ પીવાના પ્યાલી થઇ રહયાછે તેવી પ્રેમ વસ વેલાએ યવરાજે રાજ્યગોરને-હસી કહ્યું કે આ હંસગમની, મીર્ગ લોચની, ચંદ્રવદની સ્વરૂપના માઆ થયાછો! તો શું તમો પ્રેમ સમજો છો! કોઇ વેલા રજનીના સ્વચ્છ આકાસે રોયની જોઇછે? કીંવા માણકહારી પુનેમની સીતલતા મારતાં સ્નેહારી નેણ દીપાળ ભ્રમરોને તેણીની પ્રેમહારી કોમલ કમલમાંજા થતી નીરખીછે?

કીંવા છપરેરછા સરસ કસ વૃસાવુંદ તે શીતળ ચાંદની ધોર દઇ માહસાગરે તલપ તલપ થતી ચાંદની ધોર લઈ ખુલી થઇ રહેલી માહાન સ્વરૂપ શીપોને ગ્રહન કરાવતી ન્યાળીછે? રાજપગોર પોતાના જવાન મીત્રથી આ નવીન પરપુછ સાંભળી તેની અતી રસ ઊડાવતી વાણી ઉપર મોહી ગયો. તે બોલ્યો આ આભુષણ રામજનીના પ્રેમમાં દીલ દેનાર ગમે એવો કાચો હોય પણ તે મોટા અનુભવી જેવડીજ તકશીરમાં આવી શકશે. માહરાણાની રાજકનચણી પાસ એ વટાવમાં છે છતાં તે ઉદાશીણ સાથ આ રસીક છજામણી કેવળ કસ્તુરી પાસ કેવરી છે; પણ મને એની મુખ સોભા ને નેન નખરાંમાં આ સત્યની અનમોળ મતા સમાઇ જણાયછે. આ કોઇ ચતુર અબળા ઉંચ તોખમની કોઇ કાળા પ્રાળબ્ધની શીકાર જણાયછે. પણ હું આ જગો જુજ વખતનો મુશાફર જેવો ચૌરાવંસના માહજારાનો પરોણો છું. મારે એ જીકર જોપે નહી. વળી તારા જેવા જવાન ને અતી ઉદાર દીલ દયાળુ સંગાતે આ વાત ચાલુ રાખવી એ નીતીના સંબંધમાં જોખમ દાખલ કરયા જેવુંછે. અનલ હસ્તે મોહ બોલ્યો કે ગોરરાજ તમો તમારા સબ્દોમાં શયાણપણ વધું કે સ્નેહ વધુ દાખલ થઇ અમારી રાજયકનચણી ઉપર પ્રેમ ગરક થયાછો કે કેમ, આ માટે હું જરા ગુંચવાઉંછું છતાં હું શું ચોકસ છે તે પક્કુ સમજુંછું; જે ઘટતે અવસરે તમને જણાવી દેશ. રાજ્યગોર બોલ્યો, રામ રામ આ શી ચેષ્ટા! એટલે તો મધુરાં પ્રભાતની લેહેર ગાનામાં જયાંહાં ત્યાંહાં પંઠરાઇ ઘણા ખરા નીંદ્રા ભરેલી લોચનો સાથ પોત પોતાને મકાને ઉઠી ચાલ્યા. રાજયગોર વૃદ્ધ હોયાથી પ્રભાતની મીથાસને કનચણીની મીથી જીભે બેહદ વધારી મેળ્યાથી તાંહાંજ દીવાનખાને લેટી રહ્યા.

આકાશ સ્વચ્છ પ્રકાશમાન થયલું પોતાના કમળરૂપી કીરણોથી દીવાનખાનાને જલેહ દેતી દીપકો સાથ મળી જઇ અમુપણને સુકરના તારા જેવી મોહીની કરી રહ્યો હતો, તે તાંહાં રહેલો અનલરાય જોઇ મોહી પડયો હોય એવા ભમતા દેખાવે પોતાની ચક્ષુ પ્રેમ ભરીને દેવતે રૂપ ગાનારી ઉપર ફેંકી રહ્યો હતો. ચક્ષુમાં પ્રેમનો જોસો, વાંદળાં માહેથી સુર્ય જેમ વર્ષારૂતુમાં પોતાની સૃષ્ટી રોશનાઇ પ્રગટ કરવા સારૂ તલપે તેમ દીસ્તો 'હતો. પ્રૌઢતાની સામગ્રીમાં પુર્ણ છતાં યુવરાજ શેવટે પ્રેમના ઉભરામાં ફુટ્યો. તે બોલ્યો કામીની અભુષણ મને કાંઇ શ્રીરાગના રંગ બતાવ. અભુષણ રંગ તાનમાંજ હતી. તેના તાન મધુકરને તેની મધુમાં નચાવતાં લંબાઈ રહેલાંમાંહે અનલરાયના સબ્દ, જેમ ચંદ્રમાં કાળા ધાબાં સોભેછે તેમ તે સોભાયમાન થઇને તે કનચનીને લોટપોટ કરી રહ્યા! તે બોળી, રૂપાળા અનળ શ્રીરાગના તાન સંભળાવતાં સંભળાવતા મારા હળકના દરેક રગની દોરીઓ તુટીછે છતાં તારો એ ભાવ જેમનો તેમ છે. આ દીવાનખાનામાં મારા કાલજાના દરદના દુહા જે ઘુમ્યા હતા તે હજી તેના અલાપ સાથ ઘુમતા છે. મારી સારી કાંટી તારા ઉપર તારા ભાવની શેવા કરવા ખાતર ફીદા થઇછે; પણ મને એકપણ મારે મનપસંદ નજરાણું કે શરોપાવ તેં નવાજયો નથી! આ કેહતાં અભુષણ ગાયનનો એક બળવંતો રાગદેવ થઇ રહી. તે હલકમાંથી મધુર ઘુમાવતી અલગ જેમ વર્ષા વાદળી આકાસે ફુળી ખીળી પવન જોરે દોડી રહે તેમ ગાયનની મસ્તી જોરે તે દીવાનખાનામાં ખીળી રહી. અભુષણે આ વેળા પોતાના રાગ મચાવવામાં દૃઢ વલાણ ને શૂરો સ્વભાવ એવોતો વીચીત્ર રીતે ભજી દેખાડયો કે અનલરાયે હોત દાંત વચે કરડયો. સાંત મોહીની અભુષણને જોઇ તે સંધા મહીમા વચે ફરી તે પોતાને મન પોતાના મનની માપણી કરવા ઘચુંચચુ થયો. તે મન સંગાત બોલ્યો આજ નહી તો કોઇ કાળ મારો ને એનો મનમેળો નકી ઠડાત્ર ઉપર આવનાર નથી. તે આ વીચારે લગાર ખસ્તો તે મોહીની પાસ ગયો, પણ તે તો ગાયછે. એવી દરદી થઇ

ગાયછે, એવાં દરદના સાગરો ઉલટ પુલટ કરેછે કે આશા જો તેને અમૃતનો કુપો તે માંહેથી અરપણ કરી નયાળ કરે તો તે વધુ કેહવાય નહી; પણ અનલ જેવો અમૃત કુપો, તેના પોતાના ભવની એક પુરી આશા હોય તો શું તે તેની આશા પરીપૂર્ણ થશે? તે અભુપણ પાસ વળો લગાર વધ્યો અને તેની આંખોમાં શ્યળ જોબનનો શ્રાટ એવો તો ભલો ને માનસહીત દીસ્યો કે તે મન સંગાત લજીત થયો, કે શું અંતે આ એક કનચણી મારા મન, માન, સોભા, રાજ્ય, ધન, ધર્મ ને સત્યની માલક થાય! જંગલમાં શીકાર મારવા જતાં શીકારી શીકારનો શીકાર થાય તેમ તે અબળા શીકારી હતો નહી. તેના મનમાં પાપ હતું નહી. તેનો પ્રેમ જ્યાંહાં ચોંહોંટે ત્યાંહાં તે લગન વીધીથી તે પાર પાડવાને સામર્થ; પણ શું તે પ્રેમ આ માજલશ ને દીવાનખાનાની કનચણીને અરપણ કરી તેની સાથમાં જન્મ રીજી તેને રાજપાતના વારસની માતા બનાવે? અરે પ્રાલબ્ધ મને એટલો મલીન ને નીચો ના પાડ, એ બોળી અનલરાય પાછો હઠેછે તેટલાં અભુપણે નેણના બાન એવાં તો અમૃતભરેલાં તેને હ્રદય પેવશ કરયાં કે તેની શામાં તે પોતાની હાલતથી બેખબર રેહ્યો.

ઓરાગ શાંભળી અનલ આગજ બન્યો. વળી તેના મનની લાગણી તે આગ પુર તેજ શળગતી કરી રહી, તેટલાં અભુપણે પોતાના સાજન્ડાને ઇશારો કરયો કે તેઓ દેખાતાં દેખાતાં ત્યાંહાંથી દુર જતા રહ્યા. દીવાનખાને લખાલેખ મુગી દીપકો વચે બે સજીવન દીપકો અભુષણ ને અનલ હોય તેમ તે બાજી મંડાઈ. અનલ બોલ્યો, ચંચલા આ વખત મને બઉ મનોહર લાગેછે, અને સીતળ હવાની નાજુક જહરીથી મારૂં મન રીજી રાગ ને રંગમાં ચકચુર છે. જાણે આપણે આ દીવાનખાને ખુદરતના માનીતા માનવી જણાઇએ છઇએ. અભુપણ બોળી, ઓ રૂપાળા અનલ તારી કાંટી ને રશના મારા નેન ને કર્ણને એવાં તો રસીલાં ને લેહ પમાડનારાં છે કે હું તારી સબ્દ ચાતુરી સમજવાને અશક્ત છું. ઓ અનલ તેં મને પુરી જીતીછે. મારા મધુ સમ મધુરા રૂપનું કીમ્બું તારા અસ્તક છે. અનલ બોલ્યો કે ઓ કનચણી મને મારા રાજ્ય ને રાજ્ય હકથી નાલાયક ના કર. અભુપણ, આ સબ્દો સીચેલી ચેહ હોય એમ તે સાંભળ્યામાં શળગી ઉઠી. શું અનલવાડના યુવરાજનું મને આ વચન મળ્યું નથી? કે "અભુપણ નીરાશ ના થા પણ શીકારી શૂરો જેમ જંગલ સારો દી રજળી રજળી પણ પોતાની આશાથી છુટતો નથી તેમ તું ચતુર કામીનીએ ધીર ખમવી." ઓ જોરાવર અનલરાય તેં અભુષણને પોતાની દેવરીમાં પ્રાણપ્રાય કરી રાણીનો ખેતાબ આપ્યો નથી? કે આજ તેં સઘળા વચન ભુલી મારી ઉપર, મારી આશા ઉપર, મારા કોમળપણા ઉપર, મારી શ્યળતા ઉપર અને મારા રૂપ જોબન ઉપર દાગ લગાડેછે? અનલ, અભુપણના આ દાવાથી જંખવાયો. તે શંકો જેવો બોલ્યો કે અભુષણ તે મારી રશના મારા બાળકપણાની હોંશ હતી, છતાં મેં તને મોતી ને માણક ને હીરા રત્નોથી ભરપુર કરીછે. મેં તને કનચનના ઢગના ઢગ નવાજ્યાછે. મેં તને જર તારના કપડાના ડુંગરો બક્ષી દઇ તારેથી એક તારા હળક ને નખરાંનાં તેજનો લાહવો લીધોછે; તે સોહીત ઉપર તું કાંઇ દયા કર; અને મને એ મેહણામાંથી મોકળો કર. મેં તારૂં શ્યળ વદન એક પણ ખરાબ દ્રષ્ટીથી અપાવન કર્યું નથી. કોઇ પુષ્પ પુર બસંત મહીમામાં ખીળી તરૂ ઉપર પોતાની સુગંધી પાંઠરી રહે અને પાસ વસતું ચંડાળ તે જોઇ આનંદ પામે, પણ ના તે પાસ જઇ તેને પોતાની ચોંચ લગાડે કે પંજો મારે તેમ મેં તારી સુગંધી જે પોતાની બસંતનો છાપ પૃથ્વીને દેતો હતો તે જોઇ આનંદ પામી મને જે ભલુ સુજ્યું તેમ હું તારી મીત્રાઇનો આવજો માવજો કરી રહ્યો; પરંતુ તું મને આજ આ દીવાનખાનામાં મારી બાળક

ભોળી ચાલનો કર લેવા ઘેરી ઉભોછે, એ અબળા સ્વરૂપ તું અમુલ્ય કોમળતાને છાજેછે ? અનલના આ વીચારોથી અભુષણ પ્રાર ખાઇ ફીકી પડી. રોમ રોમ રોષ વ્યાપી ગયો. તેના દરેક અવયવ અગ્ની કુંદ સમાન થઇને તેની દરેક રગ ઢગઢગતી જ્વાળાની ધારા વેહી રહી. ક્રોધતાના વીક્રાળપણામાં તે માહીની લાલ ચોળ થઇ ગઇ. તેને અંગો અંગ એવી તો લાગી કે તે ઘડીભર મૂછા પામ્યા સમ ચુપ થઇજ! આ સ્થીતી થોડી વેળા રહ્યા પછે જેવી તે સુંદર પોતાની અશુળતામાં આવી તેવીજ તરત પોતાનો શંગાર ઉતારી અનલરાય પાસ મુકી તે કુળ મર્યાદાથી ઉભી થઇ. તેણે દીલ ઠરાવના રંગમાં ગરક કરી સ્વપ્નમાંહે પણ પોતે કુળ લાછન નીવર્ડવાને આશા નહી, તે દરમ્યાન પોતાને પુર ડુબી જાણી બોળી:—

"અનલરાય આપે મારા ઉપર જે પ્રેમ કરયો ને વચન આપ્યું તે બાળકપણાના બાહનામાં વીટાળ્યું તેનું ગમે તે થાઓ પણ મારો ઘા હવે નકી થયોછે તેનું વેર મારામાં આવ્યુંછે. હવે આપ મને વીસારી મુકો, જોયે મનમાં રાખી મુકો પણ હું આપનો મારા પ્રાણ સાથ તાલુકો રાખુછું તે તજી શકતી નથી. મારા મનમાં હું દૃઢ છું કે આપ ઉદેપોરની લાલબાના મોહમાં પડયાછો. તેને વરવાની લાલચે અને મને કનચણી જાણી રાજ્યની રાણી કરવાના નાલાયક-પણાના વીચારે ઉદેપોરના સ્વયંવરમાં જાવા ચાહોછો, તો ભલે જનો; પણ મારા વચન ના ભુલજો કે એ સ્વયંવર કલહમાં બદલી હું જેવી નીરજીવ અભુષણ મારા વેરમાં તૃપ્ત મરીશ. આ પૃથ્વી ઉપર આપણે ઘણા દી સંગાત રહી છેટરાયાં છીયે પણ અહ્યાંથી આપણે આ ભુમી ઉપર વેર લેવા શીવા મળનાર નથી. આપ ખાતરી માનજો કે અભુષણ કનચણી નથી પણ અનલવાડની લાયક રાણી છે, તે અનલવાડ પડવા સંગાત બળી સતી થનાર પતીવર્તા છે."

આ વાત સાંભળો અનલરાય શોકમાં ગરક ગયોછે. તેના મનની હાલતમાં મોટો ફેરફાર થઇ રહ્યોછે અને અભુષણ જો વધુ વેળા ત્યાંહાં રહી હતે તો તે પોતાના કર્મનો પશ્ચાતાપ કહી તે માહીની પાસ ક્ષમા માંગતે; પણ તે જ્યારે પોતાની હાલતથી જરા ઉગરી તે દીવાનખાને જોયછે તો અભુષણ કે શાજન્દા કે શાજ કસું મળે નહી, પણ તે જગો તાંહાં મોતી હીરા રત્ન ને અમુલ્ય વસ્ત્રનો ઢગ થયળો છે. તે જોઇ તેમ તે પાસ પડેલા રાજ્યગોરને નીંદ્રાવસ પડેળો જાણી ચોંકયો, કે જરપમાં ઉઠી પોતાને નીંદ્રાસન જઇ પડયો.

અભુષણ જ્વાળા જેવી થયલી તર્તજ અનલવાડ તે પ્રભાત સમે છોડી ગઇ. તેણી માર્ગમાં ચોરા ને માહરાણાના કુલ વેરી ભુજના તાજપાળને સંભારી તે નગર ભની ચાલી. બે દીવસ રાનમાં કાપીને ત્યાંહાંથી શીરૂ થતા માર્ગે આવેલા કાલીકાના મંદીરમાં દર્શણ કરવા વેરાગણ જેવી માંહે પેઠી. પાષાણના કોટરેલા ગુમ્બજમાં કાળીકા ઘનઘોર શ્યામતા જેવી નાગમનીની ચક્ષુ ચમકતીથી દ્રષ્ટી ગ્રહન કોપણી છે. સંધ્યાકાળ તરતની વહી ગઇછે. સારૂં રાન કાળું કાલીકા સમાન દીસેછે. કાળા પાષાણના કોતરેલા તે ગઢમાં નાગ ને નાગણીઓ અહીં તહીં સળક ઝપક થાયછે. પંખીઓ તે ગુમ્બજ ઉપર બેસી નીંદ્રાના ભજન ગાઇ રેહ્યાં છે. સારૂં રાન ભજન ભજન ગાજેછે. અંધકાર ચારો પાસ પોતાના અમલનો તરાસ પમાડી રહીછે. આત્માઓ ત્યાંહાં તે દેવીના મઠક ઉપર સ્વર્ગના સ્વરૂપોના ગપાટા મારતા ભમેછે. કુમારીકાઓ આશાભેર મર્ણ પામેલી ત્યાંહાં પોતાના ચપળપણાના સ્વરૂપમાં આનંદ ભોગવેછે. દવના બુંદ તે ગુમ્બજ ઢાંકીને આકાસના પ્રકાશ ગ્રહન કરી દીપકો જેવી રોશનાઇ મારેછે. હવા રામજની સમાન પોતાના સ્વરો તે ચુપ મંદીરમાં ગુમાવેછે. આકાસમાં ફરતાં વાદળાં ત્યાંહાંના આનંદમા રીજી ઘડીભર ઉભી રેહતાં હોય એવાં જણાયછે. દેવાળ્ય દેવાંગનાઓથી પુજાતું હોય

એવો મહીમા થઇ રહ્યોછે ત્યાંહાં વીજળી તે દેવીની પુંજારી થઇ તે મંદીર સાફ રાખતી હોયની; એવા અદભુત દેવાળયમાં અભુષણ ગઇ આનંદ પામવા જગો અગ્ની પામી અગ્નીએ જળતાં જીવનો ઉભરો કાઢતી રૂદન કરી રહી:—

“અગ્નીએ ભરેલાં મારા વદનને ઓ બળી કાલીકા તું નીભાવ, અને મને મારા મનની શાંતીમાંથી કાઢી નાખનાર ઉપર મારી જય રાખ. આ નીર્મલ મારૂં દીલ તને અરપણ કરૂંછું તે તું લે. જો હું સતી થઇ તો ક્ષમા છે નહીતર મારી બાકી જીંદગી તારી ફુલ સાફ કરવાને બંધાઇછું. આ મારા પાંચને પાંચ દસ આંગળીઓના લોહુના બુંદ તારી ઉપર વરશાઉછું તેમ મારા વેરીના વદનના તમાંમ લોહીનો વરશાત થજો. આ મારૂં કમળ રીતે એવું રૂપાળું મુખ તારી ઉપર ઓ જસાળ કાળીકા વધાઉંછું તેમ મારા વેરીનું કમળ સમાન મુખ ધુળમાં રોળાજો. આ ચુખ જે સારી બ્રહ્માંદ જોઇ પળકમાં ઠરેછે એવી જે આ ચક્ષુ તે તારા પગ પાસે ઓ કાળીકા અરપણ કરૂંછું. તેમ મારા વેરીની ચક્ષુ તેની બર નીરાશી ધુલમાં અરપણ થજો. એ કહી તેણીએ પોતાના માથાનો શંગાર જે અતી સુંદર કેશનો અંબોડો તે ડાબે કરે ધરી જમણે તેના ઠડમાં કાતર મેલી તે એમનો એમ વાલેળો કાળીકા ઉપર મુકી બોળી ઓ માહશકતી કાળીકા દેવી તમને આ મારો મારા આત્માસમાન શંગાર અરપણ કરૂછું તેમ મારા વેરીનો શંગાર જે તેની પ્રતિષ્ઠા ને રાજ્ય તે બીજાને સ્વાધીન થજો.” પછે તે સાસ્ટાંગ નમસ્કાર કરીને ગળતી આખ્યોએ દેવાળયથી બાહેર નીસરી તેવીજ તેણી પોતાના સાજન્દાઓ સાથ થઇ માર્ગમાં આગળ વધી. રાત્ર બીઆમણી ને વળી અંધકાર પંઠરાયલી હોયીને જ્યાંહાં ત્યાંહાં ડરામણી ઝમ ઝમ ઝમ થઇ રહીછે, તેનો રઠ ને તેના રેશાળાનો રઠ ધમ ધમ ધમ જાએછે; સામેથી નદી ઝુહહ ઝુહહ મોજા મારેછે. આસે પાસે તરૂવરો પવન લાગી ખરર ખરર થઇને જીવ્યાંઓના ઝનઝનાટથી રાત્રી ઝનધ ઝનધ બોલેછે. વળી ડાળીઓ ઉપર પંખીઓ બેઠલાંછે, તે પવન પાસ પોતાની સ્થીતી વર્ણન કરી દયા ચાહતા જેવા ઉપચારોમાં કકળેછે. જ્યાંહાં ત્યાંહાં શેહેરના પશુઓ ખરગ ખરગ ચાલતાં ચરચર ચરતાં નગર પાસે છે એવી ચેતવણી દીયેછે. તેટલાં રેશાલો એક પેહેરેગીરના પોકારથી આગળ જતો અટક્યો. ખબર કાઢતાં તો તે કોઇ રાજ્ય બાગ જણાયો; જ્યાંહાંનો પોહોરેગીર ચોર લુટારાઓને પોતાના સાધની દેહશત આપી સાવચેતીથી દુર રાખતો જણાતો હતો. ત્યાંહાં જઇ અભુષણે કમળ ઉપર દવ ઠરે તેમ જીભ ઉપર સબ્દો ઠેરવી પુછ્યાથી પોહોરેગીર તે પુછનારી ઉપર પ્રસન્ન થયો. તેણે તે બાગમાં બાકીની રાત અભુષણને વીસામો દીધો. મોહોલમાં એક જગો તેણીને લાયક આપી. તાંહાં તેનો રસાળો ઉતારો લઇ ભોજન તઇઆર કરવા પડયો. વખત લાંબો જણાય નહી માટે અભુષણે સુરશાગર હાથમાં લઈ રાગણી લલકારી, તે મધુરતાને પોહોરેગીર મોહી પડયો, તે આ અમુલ્ય રાગ શાસ્ત્રના શંગારમાં ફીદા થઈ તે મંડળીને વધુ ઉપયોગી થવાને ખંતીલો બન્યો અને એક બે વધુ રાગ રાગણીના સૂર તાન શાંભળીને તથા પકવાણો આપીને તે સાથ કુસમ્બા પાણીની લેહેરમાં તેણે તે મોહોલ દીપકોથી પ્રકાશનો માહશાગર બનાવ્યો. રાજ્યમોહોળ અને વળી તે રાજાનો રંગ રાગ બાગ બગીચો એટલે તેના શંગાર ને ઠાઠમાઠમાં કાંઈ મના નહી, દરેક નવીન ને સુવર્ણ દીવીઓની દીપકો શળગી ઘડી વચે તે અંધારપીછોડા જેવો મોહોલ સુર્ય નારાયણની શ્રૃષ્ટી સમાન થઇ રહ્યો. રંગમાં બાકી નહી, દરદી અભુષણના કાળજાની અગ્ની તે રાત્ર એવી તો મધુરી તાનમાં ફુકાવા ને લંબાવા સીરૂ થઇ કે પોહોરેગીર તાંહાં બસ દુન્યાધારીથી હાથ ઉઠાવી જાણે જગપતી ઇશ્વર થઈ બેઠો. અભુષણ રંભા જેવી નૃત્ય કરતી

કવૈયાની વાંસળી જેવી મીઠી બીજી રહી. આનું પણ ચાલતું. કુસમ્બો પણ ફરતો, વળી વખતે વખત જેમ મલારમાં મોર કળા કરે તેમ અભુષણ રાગણીની કળા પણ કેળવતીઃ—

દુંગર બીન હરિયા નહી, મોર બીન નહી મલાર.
જોબન બીન તિરિયા નહી, પાયું બીન નહી શૃંગાર.

દુંગર વગરની હબારી નહી, મોર વગરનો મલાર નહીં, જોબન વગરની સ્ત્રી નહી, અને પીયા વગરનો સંગાર નહી. તેમ તાંહાં કુસમ્બાની હબારી બીજી હતી, રાગની અમર મજો બીજી હતી, જોબનવાળી પણ દરદી દીલની અભુષણ બીજી હતી પણ કોઇ એવો કનૈયો ચતુર ને શીરોર્ઇમાર, માહ ગુણીજન ને લાયક હતો નહી કે તે મોહોલમાં આનંદાસન થાય! પણ પ્રાલબ્ધ ન્યારા દાવ ખેલેછે, અને માનવીના મનસુબાને દુધ જેમ બતાશાને પીગળાવેછે તેમ પીગળાવી તેનો બદલો શેહ દીયેછે તે માફક આ બનાવ સાથ હોનારતનો તાલુકો પ્રેમના જોશામાં લોહુનો સાગર ઉછાળેછે, તે એમ કેઃ—

અભુષણ રંગરાગ મોહોલમાં હજારો નવીન કળારૂપી દીપકોના ઉજાળાંમાં મસ્ત ને દરદ ગાતી ગાયન મોહીની થઇ રહીછે, તે વેળા ભુજના રાજ્યમોહોલમાં તાજપાલ પોતાની પ્રિયા નેણશુંદર સંગાત વાત કરતાં જરૂખામાંથી પ્રકાશ આવતો જોઇ તે તરફ જોયછે તો પોતાના રંગ રાગ મોહોલને શળગેલો અગ્ની કુંદ સમાન જોઇ તે ચોંકયો. અરરર આ શી મુશીબત! મારો રાગરંગમોહોલ અગ્ની અરપણ. એ કહી તરતજ તે પોતે પોતાના ખાંનગી પોશાગેજ નેણશુંદરીની રજા લઇ મોહોલથી ઉતરયો અને સામે એક છુટા ફરતા તુરી ઉપર કુદી સ્વારી લેતાં આગ સમાન દીસતા મોહોલ તરફ તેણે ઘોડો ફેંકયો. આ કામ પળકમાં થયું. તે તેના રખેવાળ કે કોઇને જાણ થઇ નહી; તેમ તે જેમ જેમ તે રંગરાગમોહોલ નજદીકમાં પોહોંચતો ગયો તેમ તેમ મોહોળ તે આગમાંથી કાંઇ કાંઇ નવું રૂપ પકડતાં શેવટે તે તમાંમ દીપકોથી પ્રકાશ્તો ને રંગ રાગમાં ફાલતો જોઇ તે વીસ્મય થયો કે એવો કોણછે કે એ મારા ખાસ મોહોલમાં આ રીતે મોજ મજો મારેછે અને મારા લખોના ખર્ચનો ઉપયોગ કરી આનંદ લેછે? નદી કે સાગરે જેમ જળ વહે તેમ તે ઘોડેસ્વાર યાહુમ આવી પોતાના મોહોલને દરવાજે ઉતરયો. ઘોડો એક ઝાડ સાથ બાંધી તે માંહે ભેદથી દાખલ થયો. ગાયન સાંભળી તેની સુદ્ધી બુદ્ધો અલવીચળ થવા લાગી. તે મનમાં અજબ થયો, શું ઇંદ્રાસન મારા મોહોલમાં ઉતરયુંછે કે આ રંગ મજો ને રાગ મચેછે? શું ગાનધર્વ ને અપ્છરા માટે આજસુધી મને સંકા ઉપજતી કે તે કળપીતછે તેનો શું આ ખેળ છે કે હું મારા મનથી સમજી તે વીચાર ફેરવું? છે શું? ઓ ઇશ્વર આ હું શું જોઉછું! મારા તખત ઉપર એક અપ્છરા સમાન તંબુરાને ખવાસ સમ કાબુમાં ચલાવતા પોતાના ચંદ્ર મુખથી રાગણીઓના સ્વરૂપોને સ્નાન કરાવેછે. પણ પેલો કોણ? શું મારો વીશ્વાસુ રખેવાળ તે અપ્છરા પાસે નાચે ને કુસમ્બો ચઢાવે! અરે મને કાંઇ સમજાતું નથી, પણ હું પણ બીજા શેવકો જેવો આ પોશાગમાં જઇ બેંડો તો ચાલી જશે. જોઉંતો ખરો કે આ શું ઢંગ મચયોછે, કોઈ અલગ સુગંધી હવામાં વીખરાઇ પોતાની તેજીથી સરસમાં સરસ ને મજબુતમાં મજબુત મન ભમાવી દે તેમ આ કૌતુક મારી અકલ નહી સીકરી લે તો તે હું એક ભાગ્ય માણશ. મેં મારા જન્મારામાં કોઇ વેરાગણ અપ્છરા જોઇ હોય અને તેના મુખથી મોહીની વહી રહી હોય તો તે આ એક અલૌકીક ચીત્ર ચીત ભ્રમર કરતુંજ જોઉછું! હાઃ હાઃ આજ ભૂજ શું રાગશાસ્ત્રના અમૃતમાં સ્નાન કરેછે? તૃપ જીવ જપ કોરો જોઇ બેદરકાર રહેછે પણ તરશ્યો જીવ તેવા કોઇ દેવીના રાણુના ઝળકાટમાં

આશામેર બીપળાવી ઠગાયાની ચીગજીક કરતો નથી; તેમ ભૂજનો હું રાજકર્તા જો આ કોઇ અપ્છરા સમાન રાજપુત્રી કે રાજબીજ સાબિત થઇ નહી તો તેમાં કસી નીરાશી મેળવનાર નથી. તેમાં મને એ રત્ન હાથ કરવા અને મારા નગરને શોભાવા મારા તાબે રાખવાને સવળતા છે. મંદીર દીપકોથી ઝળઝળાયમાન વચે અભુષણ પોતાના રૂપના અજવાળાં પાડી રહ્યાથી તાજપાળ માંહે જઇ એક ખુને બેસવાને અચકાયો પણ તેટલાં કુસમખાનો કટોરો ફરવાની હો હા એવી મચી કે સર્વ દ્રષણ તે નીશા પાણી તરફ વળિયો વચે તે પોતાની ઇચ્છા માફક એકાંત જઇ બેઠો, તોપણ તે જેવો બેસેછે તેવોજ અભુષણે જોઇ તેની રાજય રૂદી પરખી અને ઉમંગ ભેર ખીલી. કદાચ અભુષણ આગળથીજ સમજી ગયી હોય કે તે મેહેલ ભુજપતીનો છે, અને જે દીપકોના ઉજયાળા આકાસ સ્વચ્છ પ્રકાશ કરી દેશે તે જોરે જરૂર રાજાને વીસ્મય પમાડી તે પાસ લાવશે; એ દીર્ધ દ્રષ્ટિએ જાણી તેણી કોઇ તેજ સ્વરૂપ તે દીવાનખાને દાખલ થશે એ ચંચલાઇથી જોતી હતી. તે નેમ પાર પડી હોય તેમ નીરાંત વળીને તેણે તે એકાંત નામની મીજલશે રાગના સ્વરૂપોને વધારે છોગાલ લંબાવ્યાં. તાન જેમ બાન સળગી આકાસ સુધી ચઢે તેમ એંચાવા લાગાં. મધુરતા પણ તે દીવાનખાનામાં ગાયન મેલો જોવાને એક તમાશગીર થઈ હોય એવી ઝળક દેતી તાંહાં ગુપ્ત બેઠી હોયની; કીંવા પ્રેમ દસ હજાર નખરાં સાથ રાગ શાસ્ત્રને લોભાવી દેતો ભુલવવાને મધુરતા પી જવાને તળપ્યો હોય અને મધુરતા તેથી બીઈ જઈ ત્યાંહાં પોતાનો આશ્રમ જાણી આવી હોયની એ રીતીએ કછભુજ પતીને પરખી અભુષણ અજાણ જેવી ગાયન ગાતી ને પોતાની મંડળીને મોહ પમાડતી હતી. રખેવાળ આ સભામાં રાજા સમાન હતો. તેણે નીશાની વધતી જતી લેહરમાં અભુષણને હોકમ કરયો, એ કામીની, ભારતખંડની કામીનીઓનું કોઇ કવિત હોય તે ગા કે આપણા દેશની અતી કીરતીમાન બળયારી અતી રૂપકાંટી કુમારીકાઓ છે. અભુષણે, જેમ કમળ આ'વ મુખ ખોળી ભ્રમરને છુટી આપે તેમ મગ્ન હાસ્ય પોતાને કમળ મુખથી પ્રગટ કરી જરા સીર નમાવી આ કવિત ગાઇ.

તાજસુંદરી અજમીર દીપેહે
અનળપદ્મની જયપુર દીપાઇ,
કનકકુમારીકા દ્રવિડ દીપેહે
મુકતામોહોની મેવાડ ઝળકાઇ,
વીજળાજોબની જુધપુર દીપેહે
વીરચંચલા વીકાનેર ઠેરાઇ,
રંગાતૃણી જેસલમીર દીપેહે
લાલબા સારે રજપૂતાનાઇ.

આ કવિતનો રાગ ગમ્મ એવો મધુરો છતાં તેના અર્થથી તાજપાળ વીચારમાં ગરક ગયો. તે મનમાં કેહવા લાગો કે શું લાલબા મોહીની સમાન ઉછળીને સારા રજપુતાણાની સરસ શુંદરી ને પતીવર્તા રાજકુવરી ઠરીછે ? શું ત્યારે મારા સંબંધની વાત રાણો જાણેછે કે ભુલ્યોછે? જહવેર પદ્મનીએ પોતાની એકની એક રાજય વારસ મને આપવાનું પણ મારા મસ્તકમાં હશે તો મારો દાવો વાજબી થશે નહિં તો શું તે મારા મોટા ખાંધાને નામંજુર રાખવાનુ બાહનુ કાઢશે ? શું મેં ઉદેપોરનો ગઢ તારાજ કરવાને તીડ પંખી માફકના લશકર સાથ ચઢાઇ કરવાની બાકી રાખી હવી કે આજ હું તે ભરતખંદની સરસ મોહોનીથી હાથ ધોઉં ? શું તે વચન, રાણીએ રાણા પાસ કહ્યું હશે કે મેં તાજપાલનો કીનો ઉદેપોરથી છોડવવાને મારાં અમુલ્ય લાલબા રત્નનું

નજરાણું કરવું છે ? વીચાર જ્યારે તાજપાળ જેવા શૂરા ને ષઠ પુદ્ધાના પોલાદ ભૈજામાં કસરત માંડે ત્યારે તેમાં શી મના રહે વારૂં ? પણ તેટલાં અભુષણે રાગ લલકારયો. રાગ સારંગનું આ "નયનનો નીંદ ગયો રૈની દીન પળપળ છતિયાં લગ્યોં રહે ધરકો—ઉતમોહન મોહન મુખ મુરળી સુનત સુદ્ધી ન રહી ધત ઘેરાઘેર ધરકો"—પદ ગાઇ અભુષણે એવાતો સબળ ચાળા ને નખરાં કરયાં કે તાજપાળ તે માહીણીને જોઇ છક થઇ રહ્યો. તે ધ્રુસ્કરને તે જોખન્યા ધાટ માટે મનમાં વખાણતો તેણીના તાન ઉપર જેમ બઠી ઉપર પોપટું તળપી તળપી પછડાય તેવી સ્થીતીએ થયો, કે વળી ચતૂરા અભુષણ આ મધુર રાગ સુઘરાઇ ગાતી ફુલ જેમ પરેપર ખીળીને ખરી.૫ડે તેમ થઇ રહી કેઃ—

આખીનમે બસે, જીયરેમેં બસે, હોયરેમેં બસત નીસીદીન પ્યારો—
મનમેં બસે, તનમેં બસે, રસનામેં બસે, અંગ અંગ બસત નન્દવારો—
સુધીમેં બસે, બુધીમેં બસે, ઉરમે બસત પ્રીય પ્રેમ પ્રાણ દુલારો—
સુર શ્યામ વનહુમેં બસત, ઘરહુમે બસત સંગ જયોં જ્હાં જલન હોત ન્યારો—

આ સુઘરાઈ રાગ સાંભળીને તાજપાળ તર્ત ઉઠયો અને જેમ અજાણ આવ્યો તેમ પોતે મોહોલને બાગ બાહેર નીકળો હુતા મેલેળા તુરી ઉપર સ્વાર થઇ પોતાને રાજમોહોલ નજદીક આવતાં ઘોડેથી ઉતરી જેમ બાહેર આવ્યો હતો તેમ અંદર દાખલ થઇ વાટ જોતી બેઠેલી પોતાની પટરાણીને રંગ મોહોલની રચના ને મેલાવડો કહી સંભળાવ્યો. પટરાણી તે સાંભળી હસવા લાગી. પણ તાજપાળ તર્ત રાબેતા માફક સ્નાન કરી લઇ અંગ સુદ્રસ્વી શંગારયું અને પ્રભાતનું ઉજયાળું ઘોરવા તે પોતાના વીજળા તુરી ઉપર ગાનધર્વ જેમ આકાસની વાદળી ઉપર સ્વાર થઈ ફરવા નીકળે તેમ સ્વાર થયલો ખાસ બે રક્ષકો સાથ ઘોરી ખુળાં મેદાને પડયો. તેના મનમાં પેલી કવીતાની લાલબા એવી મનમાંહે ઠસી હતી કે તે ઉદેપોરની રાણી જહવેરબાને તુર્ત ચેતવણી દેવાનું કેહેણ કેહવાડવા ધારતો હતો. પણ તેટલાં એક મૃગલો તે પાસથી કપુર જેવો ઉજળો ને કંકુ જેવા લાલ પગનો ને જાબું જેવી કાળી મુર્તનો વાયસમાન ઉડી ગયો, કે તેણે ધનુષ્ય ઉપર બાન એંચ્યો કે તે શીકાર કરે પણ તે છુટી પળમાં એક ચીસ મૃગયા મેદાન ધુંજવતી મેળાયી તાજપાળને ચોંકાવી રહી. તાજપાળે ચીસ ઉપર પોતાનો તુરી મેળી દીધો તો એક શોકાતુર દેખાવ જોતો તે તાંહાં શરાપ શાંભળવા લાગો.

"હાય ઓ બાન તારા ધનુષ્યને તજી ઉદેપોરના માહરાણાના ગોરને પકડવામાં શું પામીશ. હાય મારી બાજુ રૂધીરની ધારા વહેતી તારા ઉપર શરાપ દેછે કે તને કસનારનો જીવ આશાભેર ચેહમાં જળજો."

તાજપાળ તર્ત પોતાને તુરીથી કુદી ઉતરી પડયો. તેણે પોતાને હાથે પોતાના જરી પિતામ્બરનો છેડો ફાડી તરત તે બાજુ બાંધી વહેતું રૂધીર અટકાવ્યું. ગંભીર ચેહરાથી તેણે તે જખમીને ઉઠાવી પોતાના તુરી ઉપર મેલ્યો અને પોતે પગે ચાલતો જ્યાંહાં પોતાના ખાસ રખેવાળ સ્વારો ઉભા હતા તાંહાં સુધી લાવ્યો. તેઓને ઈશારો થતાંજ તેઓએ વ્યાકુળ થતા જખમીને માઉજતથી પોતા અસ્તક લઇ લીધો. તાજપાળ પોતાના તુરી ઉપર એખલોજ તાંહાંથી નોશલ્યો. જુવાની લગભગ છેલાં રૂપે તેના તપી રેહતા મુખ ઉપર તેજસ્વી પ્રકાશયા જોરે શુનેરી તારના કવચમાં તે કેવો શોભતો જેવો કે સુર્ય પશ્ચમ દીસા અસ્ત પામતો વૃષા રૂતુના પુર્વ દીશા અળાછળ થયલા વાદળાંઓ પ્રકાશમાન કરી રેહ અથવાતો પ્રવત્ત, માહાન તુવરોથી ઢંકાયલો સુર્ય પ્રકાશના તે તુવરોના પાન માંહે માહેથી તે ઉપર ઝળઝળાત પડી રેહતાં

સુવર્ણું સમ દીપ્યો હોય. બ્રાહ્મણનું વીકાળ મુખ, રાજાનું નીરાશ હૈડું, કામીનીનું પ્રેમાધીન જોબન અને ચાંપનુ સ્વરૂપ જેવું શુભ અથાગ જોર ધરાવેછે તેમ અથાગ રોષભેર જોસામાં તાજપાળ કેવળ ફીનો બનીને ઉદેપોર ઉપર ખીટયો. તેના બાનથી જખમી થયલો તે પેલો રાજયગોર હતો જે લાલબાના સ્વયમ્વરની કંકોત્રી લઇ રાજદરબારોમાં જઇ આવ્યો હતો. તે અનલવાડથી પાછો ફરતાં ઉદેપોર જવાનો માર્ગ ચુકી જઇ આ લામ્બા માર્ગે પડયો હતો. શેહેર બાહેર એક મેહેલમા તે સાજો થયા સુધી તાજપાળથી પેળા રખ્ખવાળોને મલેલા છથારા માફક જતન થઇને જ્યારે તે પોતાને દેશ જવા તૈયારી કરવાલાગો ત્યારે તે પાસ તાજપાળ સાદા પોશાગે પણ સીંહ ધુજે એવાં આંખ્યોના ડોળા ભરઇ ગયળ તરાસદાયક આકૃતીથી ઉભો. રાજયગોરે તો પીછાણ્યો કે બળ્યો ભુજપતી તે આ, પણ પોતાના માહરાણાનુ તે ઉપર કોઇ કેહેણુ નહી હોયા લીધે તે મુગો અજાણ થયો. તાજપાળે તેને સીંહ જેમ પોતાનો શેકાર બે પાંચ પળ ટકટક જોય તેમ જોઇ તેના મનને માપી લીધું. વળી પણ પોતે વખત નકામો ગાળવા કે કાંઇ આડું તે નીરજીવ માણસને કેહવા આવ્યો હતો નહી માટે તતકાળ બોલ્યો કે:— "રાણાના ગોર મારા બાને અજાણમાં તારી બાજુ જોખમી તે માટે તારી જબાન બેકાયદે શરાપના પવીત્ર તેજમાં જળાવી તો તું એવો કોણ જોગ તપ જપનો સાચો સાધુ છે કે તું તારા નાલાયક સબ્દો બબરવા આગળ તું તે ખરો અર્થ જાણવા સમર્થ હોતે? તું એક ભીક્ષુત, તારા જેવા બેવચન ભીક્ષુનનું કાસ્ય કરનાર, ભ્રતખંદના બાબા માહ તાજપાળને ડરાવી શકે તો કરમાયણું પાન નવું પતંગ્યું સજીવણ કરે ખરું? તારા રાણાએ મને લાલબાના સ્વયમ્વરનું નોતું દીધું નથી, પણ તું તારી માહરાણી જહવેરબા જે વેળા માહરાણા ને તેની માહમોહીની લાલબા સામે આસન ઠરી હોય ત્યારે આ કેહજે કે ભુજનો બળ્યો તાજપાળ, સ્વયંવર મળશે તો તેનો એક લોહુનો સાગર કરશે, જે માંહે તે બેવચન તુચ્છ પ્રાણ ગરક કરી દઈ ઉદેપોરને શોકપોર બનાવશે, તેમ સ્વયમ્વરમાં આવેળા રાજાઓની ધુલધાણી કરશે. જા તારી રાણીને કેહજે કે પતિવર્ત પદ્મનીના વચને ઉદેપોરે પંદર વર્ષ ચેન ભોગવ્યું, તેનો ભોગ દેવાને તેની આજની બેવચન ચાલ પુરતી છે, અને ન્યાય તાજપાળની તરફ છે."

તાજપાળ તરાસ ભરેલો આ સંધેસો કેહતાજ ત્યાંહાંથી ચાલ્યો ગયો. રાજ્યગોર તે હતો ત્યાંહાં તલગ ગળે રૂંઢાઇ ગયો હોય તેવો થયો, પણ પછે તે બબર્યો કે ક્યાંહાં ભોગ લાગાં કે માર્ગ મુકી આ કુમાર્ગે પડયો. ઘા હજી તેની બાજુમાં ખાસો દેખાઈ આવે એવો તાજો હતો અને તેની સકતી પણ ઠાક સોસવા કે માર્ગ કાપવાની કમી થઇ હતી. તે પસ્તાવો કરતો ધીમે પગળે પોતા ઉપર ઉપકાર કરનારાઓને જવાર કરતો રસ્તે પડયો. બે ત્રણ દીવસો રીવાજ માફક માર્ગ ને ધર્મશાળામાં ચાલ ને ઉતારો રાખતા ઉદેપોરના ધોરી રસ્તે પડયા પછે તેની નજર ઓચોતી મેદાનના સામના નાંકે પડી કે જબરા તેજ તુરંગ ઉપર અનલરાય બીજા દસ માહ યુદ્ધમસ્ત માંથે કનક તોપ ને કમરે કનક મ્યાન સીરોઈના શુરાઓ સાથ લોખંડના ગોળા ગગરે તેવા અવાજે, નહી ધીમી કે જરફી એવી મધ્યમ ચલણે લગાંમ ફેંકયા આવેછે. અનલરાયની દ્રષ્ટી પણ તે ઉપર પડી. તે આશ્ચર્ય થયો અને પાસે આવતાંજ પોતાનો તુરી ડોભાવી માર્ગના સમાચાર પુછી રાજયગોરની આગતા સ્વાગ્તા કરી રીજવી લીધો. પછે પોતાના એક અષટિયના બોરાકવાળા તુરી ઉપર તેને ડેડવ્યો. રાજયગોરે "કેની મેર જવાના છો" એ સ્વાલ કર્યાનો જવાબ એટલોજ મળ્યો કે મારે ઉદેપોરમાં અમારા રાજાજીના કોઇ કામ સર આવવું પડેછે. રાજયગોર આ સાથ મળે બઉ મગન થયો. તે બળ્યા ભુજપતીનો ગુસો ને હોકમ ને તરાસ મુળગો ભુલી

ભયે ગ્રાય એવા તે ખુશ મીજાજ બન્યો. અનળરાય તે રાજ્યગોર પોતા માટેની મેહરબાની ને અજાણતાં ધરાવેછે; એ ખ્યાલે ગરક હતો તેથી તેણે તેનો ફીકો ચેહરો કે લુલી બાજુ જોઇ નહી. રાજ્યગોર અગાળથીજ તે અનલરાયને અનલવાડનો એક શૂરો લડવૈયોજ જાણી રહેલો, તેની નજર પણ તે જવાનના બેહદ તેજ ને શૂર ને રાજ્ય પોશાગ ચીનોહ ઉપર જઇ તે તેની પર્ખ કરવાને કાંઇએ સમજ રાખી શકયો નહી; તેથીજ તે તેની બરાબરીમાં જ્યારે ત્યારે તેની રાજધાણીનાં સઘળા સમાગમોમાં તેમજ હાલના આ મીલાપમાં પણ દોસ્તીના હકથી વર્તવા લાગો. અનલરાય તેની કમદ્રષ્ટી માટે જેવો તે ઉપર ભાવ પામ્યો તેવી તેની પુખ્ત દ્રષ્ટી માટે પામતે નહી કારણ તે તેની પીછાણમાં નહી ઉતર્યાથી માહીની લાલબાના ચીલ ને રંગ ને કામ ને ગુણથી વાકેફ થયો તેમાંનું રજ પણ તે અનલવાડનો પુત્રરાય છે એમ જાણીને કદાચ માહરાણાનો મોર જાહેર કરતે.

માહરાણો, લાલબાની અતી રૂપ ને સોભા જોઇ જે ચીંતાથી ગરક ગયો તે ચીંતાથી તે માહેર હતો નહી પણ તે ચીંતા ખરી હતી તે એમ કેઃ—

લાલબાના જન્મ વખતે રાજ્ય જોષીએ ગ્રેહમંડળ જોઇ જન્મ પળ ઉપર ગણત્રી કરી હતી, તે વેળા તે ચોંક્યાથી માહરાણો ઘડીભર રોષ ભરેલો થયો હતો. તે વાત જ્યારે માહરાણી જવેરબાના જાણવામાં આવી હતી, ત્યારે તેણે રાજ્યજોષીને બોલાવી ઠાળ મોતી ને ઠાળ રતનથી વધાવી દયામણા ચેહરાથી પોતાની કુંવરીનું પ્રાલબ્ધ જાણવાને વીનંતી કરી. જોષી બોલ્યો "હું ઉદેપોરના મોટા રાજ્યથી પળો આ વૃધાવસ્થા પામ્યોછું અને મારી જીભ હજીસુધી ઉદેપોરને સોક સંભળાવાને કારણ થઇ નથી. આજ તે જીભ આ જઇફ ઉમરમાં સોકને પ્રગટ કરે તો પછે મારી જગ્યો મને યોગ્ય કેહવાય નહી. સુંદર રૂપ આપ એ માહ ફુરસાર કર્મ રેખાની ઇનતેજારી કોકાળ રાખશો નહી."

સુંદર જવેરબા બોળી; "માહ જોષી મને મારી એકપુત્રી કનિષાના કર્મની ખાતરીની ઇનતેજારી રહે નહી તો મને માતાનો કાયદો તોડવાની સજા ઠરેછે. ગમે એવા અળખામણા સબ્દો ને ગમે એવો વીપતીનો નસીબો મારી પ્રિય લાલબાનો હશે તે હું સાંભળી મારી પાસ જેમ મારા સતમાં હું ગરક છું તેમ મારા કર્ણમા ગુપ્ત રાખીશ. આપ માહરૂષો જેવા રાણી જવેરબાનો આ સવાલ ના પુરો તો પછે તે મારી ઉપર માહકોપજ વરસ્યો!"

માહ આગ્રહ અને માહ મન વચે યુદ્ધ થઈ પડી. રાજ્યજોષો પોતાની રૂપવંતી રાણીના ચેહરા ઉપર જોતાંજ તે પોતાના ભેદથી છુટો થયો. વૃદ્ધાવસ્થા અને જોબન વચે ગંભીરાઇ ને નીરદોષપણું એક એકને વળગી આવી ઠર્યાં; તે ઉપર અનુભવી નેત્રના તેજસ્વી ચળકારા થતાંજ તે મંત્ર ફુકવાને મોહ ઉગડી ગયું. રાજ્યરૂષી બોલ્યો. "માહરાણીજી હું આપને એક દસ્તાવેજ આપીશ; તે ઉપર ફુરસતે નજર કરજો કે આપની ઇચ્છા પરીપુર્ણ થશે. અને આ માહરે મોહડે સાંભળો લિયો કે આપણા માહરાજ્ય ઉદેપોરની ગાદી લાલબાના કર્મમાં નથી; પણ આ સ્વરૂપની અબછરા માહ કષ્ટ ને જન્મ ફુરસાર માટે સરજાયળીછે."

દીલગીરીમાં રૂપાળી જવેરબા પડી અને રાજયરૂષી તે ચેહરાની દીલગીરી ઉપર વીચાર કરતાં તાંહાંથી ગયો; તેણે તરત લાલબાના જન્મની પળ ઉપરથી તે રાજપુત્રી પ્રાલબ્ધનું ચીત્ર ચોતારી દીધું. તેણે રતનજડીત ડાબરીમાં મેળી તે રાણીને આપ્યું.

આ બનાવને નવ વર્ષ થયાં હતાં તે વેળા એક વખત લાલબા નકશા ચીત્રવાની વીદ્યામાં કેળવણી લેતી હતી, તેણે માતાનું બાળાવસ્થાનું ચીત્ર માંગ્યું તે આપવા એક માહ કારીગરીવાળી

રત્ના જડીત બેકીમતી ન્હાની કનક પેતી મંગાવી તે ખોળી અને એક રત્ન ડાબરીમાં પોતાની રાખી હતી તે લાલબાને આપી. લાલબા તે લઇ ફુરસતે પોતાની માતાની મોહીની છબી ચીતરવાના હર્ષમાં છે; અને કાગળ્યું માહ જતનથી ઉખેડેછે તો તે કોઈ પણ છબી કે સુરતીને બદલે થોડાએક સબ્દોની લખેલી ગોળ કુંડળી અને તે ઉપર કાંઇ સંસકૃટ શ્લોકો સીવા બીજું કાંઇ હતું નહી. તે કાગળ ને તે ડાબરી લાલબા જરપથી ઉઠી પોતાની માતાને આપી તેણીની ભુલ બાંગવા જાયછે, તેટલાં તે કાગળને મથાળે લાલબા આ અક્ષરો વાંચી તે વીસ્મય થઇ. તેણી એક નવાઈ માંણી તે કાગળ પોતાપાસ રાખી તે શું છે તે જાણવાની ઉતાવળમાં પડી. પોતાના નામ સાથ આ કુંડાળું અને તે પણ કાંઇ નવી નવાઇ હોંસ ઉપજાવે તેવું; પણ પોતે સંસકૃટમાં પુરવીણ હોયાથી તે વૃદ્ધ વળણ ખુબ કળાથી ઉકળાવી ફીકી મારી. તેણીએ પછે થોડા દીવસ રહી પોતાની માતાને જોતીષ્ય શીખવાની ઇછા કહી. પીતા માહરાણાએ પોતાની રાજપુત્રોની હોંસ ઉપર લક્ષ આપી રાજ્યજોષીને બોલાવી તે તાલીમ આપવાને તાકીદ કરી. એક આખું વર્ષ તે રાજપુત્રી રાજ્યજોષી પાસ જોઇતો અભ્યાસ કરી તે કુંડળી ઉકળાવી પોતાનો ભવ સમજી આવતી હોનરતનો વખત ગણતી બેઠી હતી.

પોતાનો ભવ ને પોતાની કર્મરેખા જાણ્યા પછે તેણીએ ગાયણ શાસ્ત્ર ઉપર અતિષય લક્ષ આપ્યું. તે વીદ્યાભ્યાસ માટે માહરાણાએ દેશદેશથી માહ ઉસ્તાદો બોલાવી પોતાની દીકરીને તેમાં અછી ગાયનકાર કરી. જે સ્વર ને તાન તે લંબાવા શીખી હતી; તે જે પણ ઉસ્તાદોના સાંભળવામાં આવતાં તે દાંત વચે આંગળીઓ પકડતા; અને તેણીને ખાસ ગાયનસ્વરૂપ માણી માન દેતા હતા. માહરાણાની એક રાજ્યગુનકા જેણીના ગાયન માટે ઉદેપોરનું મોટું રાજ્ય તારીફ કરતું હતું, અને તેમજ તેણીનું રૂપ અઠાગ ને નખરાં અપાર એથી તે કંચણીની મીજલશમાં હજારો માહ પુરૂષો કુળના બીરાજતા હતા. માહરાણો તે ગુનકાને પોતાના રાજ્યનો એક શંગાર સમજતો હતો. અને તે તેવીજ ભગતીમાન, સાધવી ને સત્યરૂપ હતી. તેણીને જયારે પણ કોઇ જોય ત્યારે તે જોગણ જેવીજ પોશાગ પેહેલી અને વાતચીતમા ભોળી અબલ ને મયાળુ દીસે! તે રાજ્યકંચણી રાબેતા માફક રાજમોહોલમાં પર્વે કે તેવા સુભ ટાંકણે ગાનતાન કરવા આવતી હતી. તે જયારે લાલબા ગાયન માટે અજાણી હતી, ત્યારે ગાયનના દીવાનખાનામાં તેણીને દાખલ કરવાને સખ્ત મનાઇ રેહતી હતી; પણ જે વખતથી તે ગાયનના હીસાબ ને આવભાવ ને કવિતો ગાવાને સામર્થ થઇ ત્યારથી માહરાણાએ રાજ્યકનચણીનાં ગાયન સાંભળવા આવવાની મનાઇ કાઢી નાખી. એ રીતે લાલબા દાખલ થતાં રાજ્યકંચણીના ગાયન ઓત્સવમાં પોતાના પીતા ને માતા બે જણની સભા બદલે ત્રણની થઇ.

રાજ્યકનચણી ગાયનની માહ નાજુખાઇ અતી આવભાવ સાથ એવા કરી રેહતી કે લાલબા ગાયનની અસરમાં તદન ગરક ગઇ. તે આ વખતથી તેના કોઇ બરોબરીની સખી સમ સ્નેહમાં બાહાજી પોતાના માહવરામાં જે છુટાપણું ને છટા ને છોક જોયે તે લાવવાના જાહેર ઉછાળા કરી રહી. આજ સુધી તેના સીખવનારા મરદ હોયાથી તેની અબળારૂપી આશનાઇના નેજારા ને કરના લેહકા ને કવીતના સબ્દ ને અર્થ માફકની અદાના અંદાજ ને સમજ તે બાહેર ઉડાવવાને થોડી હીમત બીડતી; અને તેમ મોટા ઉસ્તાદોથી તે ગાયન સોભતો આવભાવ સીખવવામાં પણ પરદો રેહતો. વળી તે રાજપુત્રી અને તે પણ એકની એક! આખા ઉદેપોરનાં મોટા રાજપાતની માલકને તો તે તેના ઉતંમ છેકેળ શંગારમાં શીખવવાને મરદ ઉસ્તાદોની છાતી કેમ ચાલે? માટે તે ખામી લાલબામાં જંમ તળગ રેહી જતે; પણ તેણીના

કર્મમાં આવન શાસ્ત્ર ઉતમ તાલીમ લેવાનો એજ નસીબો નોધાયલો; તેથી તે રાજપુતીને રાજય ગુનકા જેવી માહ ઉશ્તાદીવાળો અદા કરનારનો સંબંધ થયો. વળી કંચણી જાતે ઉંચ ખવાસ ને સત્યવત્સલ મનવાળો હોવાથી રાણાને તે બંધે વચે કાંઇ અડચણ નાખવા જેવું રહ્યું નહી.

આ રીતે લાલબા જે આગળ આપણે જાણી તેવી ઉતમ ગાયનબાજ ને અછી તાન અલાપ લેનાર નીવડી હતી. તે પોતાના કર્મને જાણતી માટે તે આ ઉમરમાં પોતાના મન ઉપર આનંદને બદલે સોકને બેસવા દેવાને વધુ ધીળી રેહતી હતી.

ઉદેપોરના માહરાણાના અતલગ સગપણમાં ભુજપતી તાજપાળ માહરાણી જહવેરબા તરફથી આવ્યોછે. તે બબ્બાએ માહરાણાની જુવાની વેળાએ તેના મોટા નામને છાજતી યુદ્ધ મારી મેહથુલ ને રાજની આબાદાની કરી દીધી અને એવો તાપ બેશાડયો કે ઉદેપોરના રાણાનો માહરાણા એતાબ કેહવાયો; પણ જયારે ઉદેપોર પુર તેજ ને બળમાં અતી દીપી બ્રતખંડમાં ભાગ્યવાન કેહવાયું અને માહ મોહીની જહવેરબા સાથ ઉદેપોરનો માહરાણા હીંદુ બ્રહ્માંડમાં સુર્યવંસી એક્કો બાયો, તે સમે કછભુજપતી બબ્બા સૂરપાળ ઓચીંતા યમલોક પધાર્યા તે કારણે તાજપાળને પોતાના વંસનો મુગટ ધારણ કરવા પોતાને રાજ જવું પડયું. આ વેળા માહરાણાએ ગર્વે છકી કીંવા બેખબરીથી તાજપાળની કોઇપણ લાયક ખાતરી કરી નહી કે તેની દરબાર વખાણાયલી બળી શીરોહને આવકાર દીધો નહી. એ ચાલનો બદલો લેવા જેવી તાજપાળને પોતાના પીતાના મર્ણની ઘડી પ્રાવતી હોયજ ના, માટે જતી વેળા ઉદેપોરની રાણીને કહી ગયો કે "માતા સમાન માહરાણીજી હું મારા વંસનું મુગટ ધારણ કરવા મારે દેશ જાઉછું પણ આવતે વર્ષે મારા અછા યુદ્ધાઓ સાથ ઉદેપોરને યુદ્ધ રણક્ષેત્ર કરી દઇ રાણાનો ગર્વ ભાંજીશ, અને જે મુએ મારા બળ ને વંસ ઉપર સ્થીર અળગપણ વરશાવ્યુંછે તે ઉપર હું મારા વેરની ઢગઢગતી આગ ફુકીને એવું ભસ્મ કરીશ કે તેમાંથી એક માહ પદ્મની જહવેરબા શીવા કોઈ બચશે નહી." આ ભાષણનો પ્રત્યુતર રાણી જહવેરબા કરી તે યુદ્ધાને શાંતી પમાડતે પણ તે તો તે મોહીનીની આંખ પળક ઉંચી થાય તેટલાં તો મેહેલ બાહેર જતાં તુરી ઉપર સ્વાર થઇ પોતાને દેશથી આવેલા જાસુસ સાથ જેમ વ્રસારતુમાં પવન ને વાદળ સંગાત દોડી ઉડયાં જાય તેમ ઉદેપોરની ભાગોળ બાહેર નીસરતાં રસ્તે પડયો.

માહરાણી જહવેરબા જબરા તાજપાળની બોળોથી દીવસે દીવસે ગળતી ચાલી. વળી આ વખતે તે ગર્ભવંતી હોયાથી પોતાના પ્રિયપત્તી જયસીંહને પોતાને મન તાજપાળનુ ભાષણ જેવું તેજ ને મજબુત પેઠુંછે તેમ સમજાવવાને અવકાશ કે આરોગ્યતા બંધે સમાન સમે નહી રેહ્યાથી એ વાત અળગ રહી. તે રાણીએ થોડા દી પછે લાલબાને જન્મ આપ્યો અને હજી તે બાળક વર્ષનું તો થયું નથી તેટલાં ઉદેપોર તાજપાળના અગણિત જુદ્ધાઓથી ઘેરાઈ ગયું. તે મધ્ય રાતે તાજપાળનો એક બાન જયાંહાં રાણી જહવેર માહ શોકમાં બેઠી હતી ત્યાંહાં પગ પાસ આવી પડયો. પેહેલાં તો જહવેર જેમ ચંદ્ર કાળા વાદળ ફરી વળવાથી દીસે તે સમાન સ્વરૂપ થઇ પણ તર્ત તે રત્નહંસ પીછાંના બાન સંગાત રેશમની કરચી વળગેલી જોતાં જેમ વાદળી ફરી જઈ ચંદ્ર અસલ તેજમાન થઇ રહે તેમ થતાંજ તે બાન ઉંચકી તે કરચી વાંચી જોઈ પણ માહેની ચેતવણી જાણી અત્યંત બેચેન થઇ. તે બેચેની વધુ વેળા રહી નહી કારણ તે કરચી જણાવ્યા પ્રમાણે ત્યાંહાં તે વેળા તાજપાળ સુખ લોખને જડાયલા દેવ આપ્રક હાજર હતો. રાણીની નજર પડતાં તે આગળાજ માન સાથે નમતો બોલ્યો "માતા જહવેર શું હોકમછે! આ કરમાં શમશેર છે તે મારૂં વેર છે! આ કરમાં કમળ છે તે મારૂં ઉદેપોર

ઉપર હજી તેની આગળી મને નજરાણું થયલી કેળવણી મારફતે ટકી રહેલું હેત છે! જે પસંદ હોય તે બોલો માતાજી. જો ચાહોછો તો આ ઘડી એક પળ પણ થતી નથી તેટલાં માહરાણાનું મસ્તક આ જગ્યા છુટું થઇ આવી પડેછે! અને એક મારો બાન મારા લશકરમાં જઇ પડતાં એક પળકમાં ઉદેપોર જેમ મેં આગળ જણાવ્યુંછે તેમ ફોકપોર કરી દેઉછું. મારા સૃષ્ટીગર પીતા મર્ણ પામે અને માહરાણો મારી તરફ બેદરકારી દેખાડે! શું આજ ઉદેપોર તેજ મારેછે તે તાજપાળની યુદ્ધ કળા સીવા કાંઈ બીજી ચમત્કારીક બાજી થઇછે કે તેનો આ તાપ છે! જે જતન, જે માત્ર પ્યાર, જે રયાણુપત અને જે હીમત મને ઉદેપોરની માહરાણીએ નવાજી આજનો જબરો યુદ્ધથી અપાવ્યોછે, તે ખાતર પેહેલાં તેની રજા હું માગુંછું. બેમાંથી જે જોયે તે માંગી લે." જહવેર રાણી આ વેળા લાલબા ધરી ઉભી હતી, તેણીએ તરત તાજપાળના હાથમાં લાલબા આપી. જાબુરાં રંગે તેજ મારતાં પોલાદ કવચમાં ગરક ગયલા તાજપાળના કરમાં લાલબા એક ચંદ્રમા પ્રકાશી રહી. તે તે સુંદર મોહીની બાળકને જોઇ છક થયો. જરા નરમ પડી તે બોલ્યો "શું આ લાલ પ્રકાશ દેઇ મારા હૃદયને પીગળાવતું બાળક ઉદેપોરનું વંસ રત્ન છે?" જહવેર બોળી, "હા શૂરા તાજપાળ એ માહ મુલ્યવાન રત્ન બાળક અબછરા ઉદેપોરના માહરાણા ને રાણી જહવેરના વંસની વારસ છે. માહરાણા ખાતર નહી, નહી મારી ખાતર પણ આ રત્ન બાળક ખાતર તું તારા કીનાને થંડો પાડ અને આ મારૂં વચન લે કે જ્યારે આ રત્ન બાળક મારી લાલબા પુર્ણ મોહીની અવતાર અબછરા સમાન ખીળીને ઉદેપોરને યશમાન કરી રેહશે ત્યારે એ ત્હારી પટરાણી છે; એ મારૂં વચન છે. આપણે બંધે વંસ સુર્યની શાખા છઇએ. તાજપાળ આ તારા કીનાને આ પ્રેમમાં સમાવી દે. આ મારા વચનમાં તે સમાન બદળી નાખ, અને મોટું લશકર તેં ઉદેપોરને ખાક બરાબર કરવા અને આ લોહુ તરશી શીશોધ માહરાણાનો કાળ આણવા અને મને તે સંગાતે સતીરૂપે ભસ્મ કરવા જગોએ તું કાળ પ્રભાતના મધુર વરશાવી શોભી રેહતા સમે તારો સંધિસો મારી ઉપર ને મારા પ્રાણસમાન સ્વામી ઉપર મોકળ અને તું અમારા મીત્ર ને અમારા પોતાના બરાબર ઉદેપોરમાં દાખલ થઇ અમને માન દેઇ માન લેઇ રેહ."

તાજપાળ બોલ્યો "માહરાણી જહવેરબા હું મારૂં વેર ને બ્યોગ આ રાત્રની ગુમ કાળીમાં હોમાઉછું. હું ઉદેપોરની અમુલ્ય રત્નમોહીની લાલબાને વરૂછું તે નીશાનીમાં આ અમુળો લાલોનો હાર આ માહરી બાળા પટરાણીને પેહાઉછું! શાક્ષો ઉપર આ આકાશ ને ચાંદ. શાક્ષો નીચે પતિવર્તા જહવેરબા ને આ લાલબા ચાંદ. શઘળી મારી યુદ્ધ તૈઆરી ને સઘળો મારો જોશો ભુળીને આ એક વચન તે બદળે મેળવી હું જેમ આવ્યો તેમ મારે દેશ જાઉછું. હું ઉદેપોર કોઈ કાળ લાલબા શીવાએ કોઇ મેળાવડામાં દાખલ થનાર કે નામ દેનાર નથી. જ્યારે આ લાલ ઉમરે પોંહોચે ત્યારે મારા ઉપર સંધિસો મોકળવો. ઉદેપોરના માહરાણા ને રાણીને તેની ગાદીને લાયક રોબ ને નજરાણા, મેહરામણી ને ખજાણા સાથ હું આવી મારી અમુલ્ય પટરાણી પામીશ. માતા સમાન રાણીજી આ વચન માહરાણાને જ્યારે સમો બેસ્તો હોય ત્યારે એ આપ મોહડે મોહડુ કહી મેળજો. આ બાળક મારો પ્રાણ થઇને મારી ચક્ષુમાં તેજ નાખેછે" કહી કોમળ ચુમ્બન કરી પેલો લાલોનો હાર તે બાળકને પેહાવી રાણીને લાલબા આપી તે ગંભીર નમીને આવ્યો તેવોજ ત્યાંહાંથી ગયો, પણ તે જાય તેટલાં તો રાણીએ લાલબાના આંગ ઉપર ઢાંકેલો મોતીનો રૂમાલ તેની સીંહ છાતી ઉપર લટકાવી દીધો. આ રીતે તાજપાળની મોહીની લાલબા સાથ સગાઈ થઇ હતી અને આ વચન ઉપર તાજપાળ સીંહ જેમ પોતાનું રાણુ પારકે હાથ જોઇ ગરજે તેમ ગરજી રેહ્યો હતો.

તાજપાળ આજ પણ માહ જબરો યુદ્ધરવી લોખંડ ઘડેલ સ્વરૂપે સાવરો અતખંદ પક્ષમાં રોળતો લડવૈઓ હતો. વીકાળતાના સઘળા શંગાર તેને શરીર પૂર્ણ દીપતા હતા. તેની બાજુઓ પાષાણના ઘડેલા બે કામળા સરીખી ગાંઠાગાંઠ કશીથી ગુંઠાઇ ગયલી ને ખબરાવલી દેત્યને ડરાવી રહે તેવી હતી. તેનો પંજો તો દસ સીંહના વીસ પંજા સાથ ટક્કર લઇ શકે તેવો જબરો ને પોહોળો ને ભારે હતો. માહસાગરનો મગરમચ્છ જો તે સંગાત લડત બાઝતો તેનું ડાચું સેજે તે જેમ માળણ કોમળ ડાળીથી કુમરી કળી ચુની લે તેમ ધડથી જુદું કરી દે. તેની આંખો તો ન્યાળવાને માહ કાળો નાગ પણ હામ ધરે નહી. એવી તો વીષકુપા સમાન માહ ઘડ અંધારી તેની ભ્રકુટી અંધાયા માંહે લાલ ચમકારા કરતી ફરતી રેહતી હતી કે રોષ દેવતાને પણ ત્યાંહાં નજર કરવાને ડર પડે. તેના બે અદ્દર એવાતો લાલ પ્રકાશી રહેતા કે ઘડીભર કોઇ પંડીતની તે ઉપર નજર ગઇ તો તે નકી જાણે કે આ લાલ પ્રકાશમાન અદ્દરો વચ્ચે વેર જવાળા ડબાયોને તેની કાંઇક અગ્ની જે તે માંહેથી બાહેર નીસર્યાછે તે પ્રતાપ તે લાલાસી છે. ગદા જેવી તો તેની હતેલી છે. જેની છાતી એવી ખીલેળી ને પોહોળી ને બાહેર નીકળી ઘાલ સમ વાંકદાર છે કે તે પાસ કોઇ પ્રવતના ગરસ ભાગની કોટરેલી સીલા નીરજીવ છે. તેની કમર પતળી ને સીંહ સમાન મરોરદાર હોવાથી તેના ચોવરા છાતાનો છોક અતી યુદ્ધમાર શોભીને તેની શીરોઇની શુજેરી મ્યાણ ને રત્નજડીત મુઠના શંગારમાં તે એક માનવી સૌંદર્ય છે, પણ તેના પગ જબરા હાથીના દસન જેવા યુદ્ધાને લાયક રીતે ઘડાઇને રણસંગ્રામને રૂદનમાં ગરક કરતા હોયની એવા ચપળ દીસતા હતા. નખસીખ સોભામાં તાજપાળ કેવળ યુદ્ધાલંકાર હતો. તેની સો જુદ્ધાના ભાલાના ઘા ખાતાં લેસ પણ વળે નહી એવી પોહોળી ને જોરાવર પીઠ ઉપર ગેંડાની ઘાળ ઓરવાઇ સમ રત્નફુલ ઝળકીને તેના તુરીની પોલાદી નાળના ચમકારાથી તેની યુદ્ધ મૂરતી માહ ટેકેળ દેખાઇ તેના ધારેલા રણદાવમાં જીત મેળવતી હતી. એ પ્રમાણે તેનું સૈન્ય પણ ભારી હતું. જયાંહાં તે ચઢાઇ કરતો ત્યાંહાં તેની સેનાધીપતીની અવલોકણ સક્તી ને અપાર સેના તેના નામનો હાક પળ વચે સ્થાપણ કરતાં જીત ને નજરાણામાં તેને કીરતીમાન કરી દેતો હતો. વળી તે જે તુરી ઉપર સ્વારી લેઇ રણમાં ઘુમતો તેની ચાલ વા સમાન હોવાથી તેનું નામ વીજળા પડયું હતું. તે પણ પોતાના ધણી જેવો જબરો ને તીખાં લોખંડમાં ગરકાવ થયલો રણને એવુંતો કોપાયમાન થઇ રોળતો હતો કે યુદ્ધ તેના વીજળી જેવા અડંગ તેજ કોવતથી કાયર થઇ રેહતી હતી. તે મરદાનગીમાં જેવો કીર્તિ કેહવાયો હતો તેવોજ રસીક, ને બારીકીમાં સમપૂર્ણ સમજુ હતો. તે કોઈ કામ ઉતાવળું કે અનીચારી કરવાને તો જનમ્યો હતો નહી; પણ જ્યાંહાં આબરૂ ને પ્રેમ ને વચનની વાત આવતી તો તેમાં પોતાનો રેસ હક બોહવામાં તતકાળ શમશેહેર ખેંચી ઉભો થતો હતો. હકવાજબી કે પોતાની આબરૂ લગતી વાતમાં રોમના હજારમાં ભાગ માટે લોહુનો વરસાત વરસાવવો એ તો તેની ચાલ સઘળે ઠામ ઠામ પ્રસીદ્ધ થયલી હતી. તેણે જયારે પોતાના મીત્ર રાજાયો કે સેનાપતીઓને ભેટ કરીછે તે એવી તો તેને ગર્વ ધરવા લાયક બેહદ ને મોટી છે કે તે માટે તાજપાળને અતખંદનો કોઇ રાજો કે રાણો ભારે હુંજતથી વખાણતો હતો. આ યુદ્ધા તાજપાળને ઉદેપોરના માહરાણા ઉપર અભુષણની ખંટી ખંટસને લીધે વેર જામ્યું. તે એવું ભીતરમાંહી જામ્યું કે જેમ બરછી મ્યાણ બાહેર નીસરી ધારેલા શીકારના કાળજે નેમસર ફૂંકાઈ આબાદ જઇ પેસે તેમ તાજપાળના વેરની બરછી તેની મ્યાનથી બાહેર પડેલી હોનેહારી નેમસર આબાદ ફૂંકાઇછે.

તાજપાળ જે રાત્રી તે મોહોલમાં અભુષણને સાંભળી આવ્યો હતો; તે પ્રભાત પોતે કસું જાણતો નથી એ ટાણે મૃગયા મેદાન પેલા રાજયગોરને આર્ચીતો જખમાઇ પડવાથી તે પોતાના રખવાળોને સ્વાધીન કરી ત્યાંહાંથી તેણે પોતાનો તુરી ત્યાંહાં માર્યો. હજુતો અભુષણ ગાયનના મધુરાં તાન લઇ રહીછે અને પોહોરેગીર પેલી બેભાન સ્થીતીમાં સુન મારી મન ચાહી લેહમાં પડયોછે, અને રાજા સમાન આનંદના નીશામાં પોતાને ભુલ્યોછે ત્યાંહાં આવ્યો અને તેને અભુષણ જાણે નહી તેમ આંખ મેળવતાં ઇસારો કરી બોલાવ્યો. પોહોરેગીર જેમ વસીકરણથી વસ થયલો નાગ મદારીને તાબે ચાલ્યો આવે તેમ પોતાના રાજાને જોતાંજ સંધળી સતા ભુળો જબરા વૃક્ષની વાયુ જોરે ધ્રુંજી રહેલા નેતરના તરૂ સમાન ઠર ઠર કાંપતો તે પાસ જઇ ઉભો. તાજપાળ બોલ્યો ધ્રુંજ ના, પણ તું આ રીતીએ જયાંહાં સુધી હું તને બીજી મુલાકાત આપુ નહી ત્યાંહાં સુધી તારા પરોણાંઓનું મન રાજી રાખ્યો જજે. જોયે તે ખાધખોરાકનો સામણ મારા મુખ્ય રસોયા પાસથી મંગાવી લેજે. જો ખબરદાર, ભેદ સંભાળ્યામાં કાંઇ કસુર થઇછે તો! ભુજપતીના એ નવીન હોકમના પ્રતાપથી કુસમ્બા લેહેરી પોહોરેગીરે ગંભીરતાથી ડોક નમાવી પણ જયારે તે એક ખાસી નીંદ્રા ખેંચી ઉઠયો ત્યારે તે માહ પશ્ચાતાપમાં ડુબ્યો, પણ બની તે બની કરી મળ્યા હોકમ માફક અંદાજાસર અભુષણને તે મોહોલમાં જોયે તેમ રહે તે માટે એવી બેદરકારી દેખાડી કે અભુષણ પણ ઘણા લામ્બા વીચારે તે પોહોરેગીરનો મરમ સમજી.

તાજપાળ ઉદેપોરના રાજયગોરને તેની રાણી ઉપર સંધેસો કહી પાછો વળતાં બીજી ફેરે રંગ રાગ મોહોલ આવી પોંહેચ્યો. આ વખત પણ પ્રભાતનો હતો. અભુષણ આ વખતે પોતાનું દરદ ગાઇ ગાઇ નવધારા લોચનોથી પ્રભાતને મોટી થતી જોઇ રહીછે. આકાસ પળે પળ પોતાના માણીતા શંગાર સુર્યનારાયણની વધુ ને વધુ પાસ આવી પોંહોંચવાના ચોનોઃમાં જગતને જાગૃત ને ચીંતાતુર કરેછે. તરૂવર ઉપર ચંડોળ ગાયછે ને નીચે મરધો વાસેછે. વાહણું નખરાંબાજ ચાલ ચાલતી હસતાં નેણ કરતી તેજની સાલુરીની સોડ ખેંચતી જાયછે. સુંદર પતંગ કળીની સુગંધીનું પેહેલું ઠરેલું દવબુંદ સરી પડતું પીવા તે ઉપર જોગી ધ્યાણે બેસેછે. અભુષણ પોતાના ભવનું વાહણું એકાએક કેવળ અંધારીમાં ગરક ગયુંછે તે ઉપર વીચારતાં તેના કાળજાના દરદના ઉભરાના બુંદ તેના પાપણે પાપણ તપકાતાં તેના બસંત જેવાં જોબન ઉપરથી મોતી જેવા ચળકતાં લપસી પડેછે. તે ભુજપતી જોઇ રેહોછે. સૂરશાગર ઉલટો પડેલો છે. તે પાસ તેની કંકુ જેવી લાલ પગની પાટળી ફરવાઇ રહીછે. તે અરધી લેટયા જેવી પડેલી ખભે નાખેલી ડોકીથી આકાસના પરસ્પારના દરશન કરતી હોયની એવી સ્થીતીની જોગન ચીલ સમાન સુંદરી તાજપાળ સારો દીવસ જોતાં પણ એક સ્વર કાઢતે નહી પણ તેટલાં અચાનક અભુષણની નજર તેની ઉપર પડી કે પોતાની આંખોના ગરતાં બુંદ લુછી નાખી તરી બેઠી. તખ્ત ઉપર બેઠી હતી તેથી તે જરા મનથી ડબાઇ પણ તર્તજ તેનો ડોક રત્નહંસ સમાન ઉંચી લંબાતાં ગર્વે ભુળો. તે બોળી "માહરાજાધીરાજના લક્ષણ આપની સતેજ ભાનુ ઉપર તીળક કરી રહાંછે તેથી આપ આ નગ઼ના પતી હોવ એવું અનુમાન થાયછે. આપ અનુપમ દીસોછો. આપનો ચેહરો આપનુ માહત્વ કેહનાર ગ્રંથ સમાન પોતાની ખાસ સતાનો તર્ક સેજે બાંધવાને કારણ થાયછે. પછે વીજળી જેવી ઝળકે આશનથી ઉઠી ભોજપતીને તે માહીની અભુષણે તખ્ત પોતાના અનીયાળા નેણે અરપણ કર્યું.

તાજપાળને પ્રેમની વાતો કે રસના ગપાં થોડાં ગુમાવવાં હતાં કે તે તખ્ત ઉપર બેસે. તેણે તદબીરથી અભુષણને બે ત્રણ સવાળો મેલ્યા તેમાં તેની ખાતરી થતાંજ કે તે જેવો

આવ્યો તેવોજ વીર તેજ તાપે તુરી ઉપર કુદી ચઢી બેસતાંજ કે રાણી નેણસુંદરી પાસ પોતાને આંસ મોહોલ ગયો.

નેણ સુંદરી પોતાને વાળેવાળ મોતી પ્રોઇને રત્નશીંગારમાં ગરકાવ પુનેમ ચંદ્ર સમાન તેજસહીત બેઠી હતી. તે પોતાના બળ્યા પતીને પોતા સામે આવતો જોતાંજ મૃગસમ ઉડી ગળે બાઠ ભીડી પડી. "સ્વામીરાજ આ મારાં મોટાં ભાગ્ય કે હું મારો શંગાર સજ્યા પછે આપની શખીના દરશનના સગન પામીછું. આજ મારૂં મન મારા જન્મનો બળ્યારી નોખી મારી છાતીમાં ઉતંમ ઉમંગ ખીળવશે." તાજપાળ બોલ્યો "હો મારી વાહલી રાણી આજ તાર જન્મની નવીન શખી શોકના કરમાં ચીત્ર કળાની એષ્ઠા અરપણ કરી મને ઉદેપોરના રાણમાં કે રણસંગ્રામમાં ખપાવશે." નેણ સુંદરી બોળી. "આ શબ્દોમાં ઠઠા છે કે તરાસ એ મને સમજાતું નથી ! શું મારામાં ખુબશુરતી ને આ મોહીની ઓછીછે કે આપે ઉદેપોરની બાલબા ઉપર હ્રદય કુરબાન કર્યુ છે ?" તાજપાળ આ નવા સવાળમાં ગભરાયો, પણ તે દૃઢતાથી બોલ્યો, "મારી લોચન તે બાલબા મારા વેરની તૃપ્તીનું નજરાણું છે તે હું મુકીને કાયરમાં ખપીશ નહી" નેણસુંદરી બોળી "આ નોમીત્ત મારા કાળજા ઉપર કે રણક્ષેત્ર પડેલા શૂરા ઉપર સુરી બેસે તેમ ચોહોટયું છે" તાજપાળ બોલ્યો "મારી હેડાંની હાર તે બાલબાને હું વર્સ્યો તે પછે તને સાત વર્ષે હું વર્સ્યોછું, છતાં તું મારી પટરાણી કેહવાયોછે. તારા દરજ્જામાં લેસ કુમી થવા દેનાર નથી. શું કામ તું મુજાયછે ?" નેણસુંદરીએ આસું ભરી આંખ્યોથી કહ્યું કે "સ્વા માહરાજ સાંત સંસારમાં શસ્ત્રવીદ્યા ના ખેળો." "શૂરવીરનો ધર્મ કેવળ શસ્ત્રવીદ્યા છે" તાજ બોળી કોપી રેહ્યો. "શુરવીર સ્વામી સંગાતે જળી મરવું એ સતીધર્મ પતિવર્તા સ્ત્રીનો નેણસુંદરી બોળી ચક્રો સમાન સ્વામી હ્રદય સમાઇ રહી.

નેણસુંદરીના અતો કોમળ વાહાળે મુજપતો તાજપાળના શસ્ત્રને દયાળું કરી દીધાં એવાં શસ્ત્ર પણ આનાકાણી ભરેલાં તાજપાળ પોતાને વદન જોઇ રેહ્યો; પણ શૂરે પ્રેમને આપી અને શૂરો તાજપાળ લોહુમાં સ્નાન કરવા કીંવા સ્વયમ્વરમાંથી પોતાની લક્ષ્મપાણ ધોયલી બાલબા લઇ આવી રજપુત નામ્ને ટેક જાળવવા નકી થયો. એ જોસાબેર તાજપાળને હોકમ થતાંજ ત્રણ લક્ષ સૈન્યે કુચ કરી. તેનો સેનાધીપતી શૂરો તાજપાળ થઇને પોતાની તોપમાં ગરૂદના પીછ ખોસી તે પેલા વીજળા અસ્વ ઉપર પોતાની માહ શૂરી સેના સાથ ઉદેપોરના માર્ગે ગગરાટજ ગગરેછે. અશ્વ જાણે વા વેહ્યા જાયછે, અને તેની નાગી શીરોઇ વીજળીજ પાડી રહીછે. નેણસુંદરી બ્યોગના શોકમાં ગાંડી થઇ ગાદીના વારસ વીરપાળને બોકી ઉપર બોકી દીયેછે. તેને ગળે વળગાવી વળગાવી તાજપાળને જતો જોઇને સુની થાયછે. પણ તે બ્યોગ તે મોહીનીના મનને બઉ આકળો લાગતાં તે રાણી નેણસુંદરી પોતાના વડા પ્રધાનને માહ આગ્રહથી રાજયરક્ષક સ્થાપી તથા પોતાનો અતો રૂપાળો કુવર વીરમળ તેને અસ્તક આપી કરીને પોતે શસ્ત્ર સજી એક રૂપાળો રજપૂત ઘોડેસ્વાર થઇ પોતાના સ્વામી પાછળ હજાર જબરી રજપૂતાણી રજપૂત પોશાગે લઇ નીસરી ચાલી,

અનુપણે ભુજનો ફેરફાર તર્ત સમજમાં લઇ પોતાના સાજન્ડાઓને શીપાઇઓનો પોશાગ આપી તથા પોતે પોતાનો સ્ત્રી પોશાગ અગ્ની બેડી ભસ્મ કરી લડવૈયા મરદનો પોશાગ આંગમાં નાખી તે પણ પોતા સાથ સાત તલવાર બાંધેલા સ્નેહી જેવા દીસતા સ્વારો સાથ ભુજપતી પાછળ ઉદેપોર લઈ જતા ધોરી રસ્તે પડી.

સ્વયંવરની ધુમધામથી ઉદેપોરનું સારૂ નગર બગનસ્થાન સમાન સોભી રહ્યું હતું. દેસ દેશના માહાન રાજાઓ ઉદેપોર આવી પોંહોંચ્યા અને માહરાણાની પરોણાગતમાં રાજી થઇ રહ્યા હતા. દન ઉગત સેના ને હાઠી ને રાજાની ને જર ખજાના લાદેલાં ઊંટો આવી પડવાથી તે સુયંવંસનું પથમાન ઉદેપોર ચીકાર થઇ ગયું. રાજ્યગોરે માહરાણાના જ્યાંહાં જ્યાંહાં નોત્રાં દીધાં હતાં ત્યાંહાં ત્યાંહાંના નજરાણાં ને સોગાતો આપી સર્વના લાખોટા હજુર મેલ્યા પણ તાજપાળનો સંદેસો મુળગો ભુલી જઇ તે માહરાણાનો માનીતો થયો અને મોટી જાગીર પામી ન્યાલ થઇ ગયો. માહરાણી જહવેર પણ પોતાના પંદર વર્ષ આગળના વચનથી ગાફીલ રહી. રાણાને તેમાં હર્ષ હતો નહી કે તે તાજપાળ જેવાના કાંઇ પણ દરકાર કરે! એવી થયું એમ કે તાજપાળનું ભારી સૈન્ય ધમધુકાર આવી પડવામાં માહરાણાને કાંઇ ખ્યાળ આવવાનું સાધણ હોપતો તે ઉદેપોર ઘેરાવાનો ચીંતાતુર થાય? તાજપાળના ત્રણ લક્ષ સૈન્યમાં હજાર હાડીઓ યુદ્ધ કળાના માહ કેળવેલા હતા, જેઓ વખત પડે એક એક હોમલે ફોજની ફોજ નાશ કરી મુકનારા હતા. હજારો ઉંટ ખોરાકી ને હથ્યારની સામગ્રીના ભરેલાં સંગાતે હતાં. સારા સૈન્યના ચાર ભાગ હતા. ધનુષ્ય કસ, ગદામાર, શોરાઇ માર ને ભાળા ફેંક એ માફક હોઇને તે દરમ્યાન ઘણાજ બાહોસ સેનાપતીઓ જેઓ રણમાં જસ ખાટી આવેલા ને વળી યુદ્ધકળાના પૂરવીણ ને નેમબાજ હતા. તે સેનાથી રજપુતાણાનું રેતીનું [illegible] લાગું, આ[illegible] [illegible] જઇ કાંપ વરસતો હોય એવો ડરામણો દેખાવ મારી રહ્યું. માનવા લોહુ ભક્ષક પસૂ પીઓ તે સૈન્ય જોઇ તાપ પામી રહ્યા પણ ઉદેપોરને કસી ચેતવણી થઇ નહી! ઉદેપોર તો , માહરાજા ને રાજકુમારોથી દીપાયમાન આનંદક્ષેત્ર થઇ ઉમંગ ગરક હતું. માહરાણો ની વાહળી લાલબાના સ્વયંમ્વરનાં ઓત્સવ લગોલગ આવ્યાથી બઉજ ખુશ ખુશ રેહતો એ અરસામાં એક બનાવ બન્યો તે ઉપરથી ઉદેપોર તરાસ પામી રહ્યું. તે બનાવ તાજપાળે ॥ બે વીશ્વાસુ જાસુસો ઉદેપોર પોતે પોંહોંચે તે આગળ મોકળી ફીકરમાં કપાઇ વડાઇ । રૈયતનો બચાવ કરવામા તે ફાવ્યો હતો. તે વીશ્વાસુ જાસુસોએ તાજપાળની ચઢાઇનો ધુમાટો ચાલ્યો અને રૈયતને થોડા દી ઉદેપોરથી બાહેર જવામાંજ બચાવ ને લાભ છે; એથી તેમ રાજા ને તેઓની સેનાના શીપાઇઓ ઘણાજ વધી પડવાથી જે ખાધ ખોરાકીની મોંગવારી ને રેહવા કરવાની આબદા જણાવા લાગી; એ પણ અભાવ માહે આવી શીરૂઆતમાં એક બે દીવસ તો થોડી રૈયત ઉદેપોર છોડી ચાલી પણ પછે ભે પામી સંગના સંગ રૈયત ઉદેપોરથી નીસરી ચાલી અને કાળ સ્વયંમ્વર થનાર તેમ તો માહરાણાએ જાણ્યું કે ઉદેપોરના સઘળા અમલ રહીશો આસેપાસેના ગામમાં જઇ વીસામો લઇ રહ્યાછે! શેહેરમાં જે છે તે ફકત નોતરેલા રાજા, માહરાજ, ને રાજકુંવરો તેમ તેઓ સાથ આવેલા લશકરો છે. માહરાણો આ સાંભળી ખેદ પામ્યો તોપણ પોતે તેનું કારણ શું? તે બરાબર તપાસ કરવાને આકુળ રહ્યો. મધરાત ઉદેપોર, આવેલા રાજાઓના નાચ રંગ રાગથી રીજતું ને ખુશાળી કરતું તે વેળા માહરાણો પોતાની પટરાણી જહવેર ને પોતાની ગાદીવારસ લાલબા સંગાત બેસી સ્વયમ્વરની રચના માટે વીચારેછે, તે દરમ્યાન ઉદેપોરની વસ્તી રઇયતની સેજ વાત નીકળતાં તે શેહેર તજી ગયીછે તે જાણી જેમ કોઇ તકશીરવાર માહાન પરવત ઉપરથી પોતાની શીક્ષા માફક ગગરી પાડતાં ચોંકી બેભાન થઇ જાય તેમ અતી ક્યાણી કમળ કાંટી જહવેરબાની સ્થીતી થઇ. લાલબા માતાની એ સ્થીતી જોતાંજ ચમ્પેલી સમાન ફીકી મારી ગયો. આ દેખાવે પણ માહરાણો પોતા ઉપર આવી પડનારૂં તુફાની વાદળ સમજ્યો નહી.

આ બનાવથી પણ માહરાણે સવયમ્વર ઓત્સવની રગઝકમાં તેથી અજાણ્યો રેહ્યા. બાલબા પોતાની માતાનો ચેહરો જોઇ ધારતી ખાઇ પડતે, પણ માહચતૂર હોવાથી તે શ્યાણી રજપૂતાણીની રાજપુત્રીઓ માહ ધીરથી ઈલાજ કરી તે મુર્છા ટાલી. રાત બાલબા પોતાની માતા સાથજ રહી. જહરેબા પોતે મુર્છા પામ્યાનો પસ્તાવો કરી પછે એવી તો સાંત ઠરી કે પ્રાલબ્ધને આધીન થઇ હોય એવી તેની મુખ રેખા કહી આપતી. તેણી પોતાના મનમાં બ્યાકુળ પેશઇ ગયો. તેણીએ તરત પોતે પોતાનો મન ગુનેહ પામી જઇ વીલાપને શોકમાં બદળી નાખ્યો. સારી રાત તો તેણીએ ઉદેપોરને ચારે પાસથી જોયા કર્યુ પણ સોંચ કરતાં મનને કાંઈ સોંચ કરવાનો કોઇ દ્રઢ પાયો જણાયો નહી. ધારેલી પ્રભાત થઇ અને ધારેલી અવસર નમીને હજુર ઠરી. રાજયજોષીએ મુર્ત આપ્યા પ્રમાણે એક જરી વીસ્તાર રાવટીમાં સ્વયમ્વર ભરાવા લાગો. તે રાવટીના ત્રણ ખંડ કર્યા હતા. વચમાંના ખંડમાં માહરાણાના તખ્ત પાસથી જમણી ને ડાબી બાજુ તખ્તો ગોઠવાઈ તે ઉપર બેશનારા રાજા માહરાજાઓના છત્ર ને રાજય નીશાનો ઠરી રેહ્યાં હતાં. ડેડવાયલા મુમે સઘલા મુગટધારીઓ આવી પોતાને સીંહાસન ઠરી બેઠા. તે પછે માહરાણાના જમના ખંડમાં લશકરનાં સેનાપતીઓ ને નામાંકીત નરો હાથીદંતની બાજતીઓ ઉપર આવી ઠર્યા અને ડાબા ખંડમાં જોનાર તમાશગીરો શેહેરના કે પ્રદેશના આવી ઉભા રેહ્યા. આ રાવટી બીજી ઘણીક નાહની મોટી રાવટીઓ સંગાતે એવી તો વીશાળ ને પોહોળી બંધાઇ હતી કે જો તે માંહે કામ પડે તો અર્ધલક્ષ મણુષ્ય રહી શકે. તે માહાન રાવટીના એક ખંડની એવીતો અછી શીપ્ત રાખી હતી કે તે ખંડમાં બીરાજેલા સઘળા રાજા, માહરાજા, ને પાટવીકુમારોની નખસીખ સોભા જરૂએ ઉભેલી લાલબા જોઇ મનપ્રસન્ન સ્વામી વરે. આ મેલાવડામા અનલરાય પોતાના ઠાઠ સાથ માહ સાદાઇથી ઉભો હતો. તે શરદ પુનેમચંદ્ર સમ સોભાને તે રાક્ષસી સ્વયમ્વરમાં સર્વે આંખ્યો પોતા તરફ ખેંચી રેહ્યો; તે પોતા પાસે તે સમાન માહ સાદાઇથી સીંહાસનપર શીરોઇ કર રાખી બેઠેલા અજમેરના અમૃતસીંહને જોઇ હસી બોલ્યો કે "અભુપણુ તેં શું આ નવીન શંગાર કર્યોછે!" અમૃતસીંહ બોલ્યો "બાપ્યા અનલરાય મારી બા અભુષણ શુખી છે? માતાએ આપને એમ કુસલના સમાચાર પુછવાને મને તાકીદ કરી હતી, પણ આપે અભુપણની જાણ દીધા વના મને તે આ બારી ઠાઠ માહવાળો સ્વયમ્વર ભુળાવી દેતે." અમૃતસીંહ અજમેરની ગાદીનો વારસ ને અભુષણનો ભાઇ થાય: પણ અનલરાય તો તેનુ મુખ કેવળ અભુપણ જાણીજ વાચોત્ર રીતે ઉમકેરાઇ બોલ્યો તેમાંથી આ નવીન વાત નીકળી આવ્યામાં ને ફગળાઇ ગયો. તે બોલ્યો "ભાઇ આપ મને ઓલખ દીધી" અમૃતસીંહ તે સાંભળતાં ચેહેર લાલ થયલો બોલ્યો "શું અનલવાડનો અનલરાય તે અજમેરના અમૃતસીંહને ઓલખે નહી? શું અનલરાયની પટરાણી અભુષણબાનો સ્વામી પોતાના બાળ્યા બેલડી સગાઇએ બંધાયલા અતરગની ઓલખ માંગે? શુદ્ધ અનલરાય હું અજમેરના રાજયનો વારસ ને તમારી પટરાણી અભુષણબાનો ભાઇ અમૃતસીંહ છું" અનલરાય આ સાંભળી પ્રાલ ખાઇ મૃત્યૂ ગ્રહન કરે તેવા મણુષ્ય જેવો ફીકો માટી ગયોછે; તે અભુપણને આ એક વાકયમાં ઓળખી પશ્ચાતાપમાં ગરી ગયોછે તેટલાં લાલબાએ સુધ લાલોના નખસીખ સંગારમાં ગરક થયલી અતી તેજ કાંટીએ દીપતી અનલરાય ઉપર વરમાળ ફેંકી પણ તે અનલરાય લે તે આગલ ખબરદાર એવો વાદળના કરાકા સમાન સ્વર થતાંજ કે એક લોખંડ કર લંબાઇ તે માળા ઝીલાઇ ગળે પેહરાતાંજ તત્કાળ એક કનક લેખ તે સ્વયમ્વરમાં ફેંકાયો જે ઉપર ઉદેપોરના માહરાણા ને માહરાણીના વચન ને

સીલ થયલાં હતા. તેમાં આ એક લીતી હતી કે "ભુજપતી તાજપાળને ઉદેપોરની લાલબા વર્યાનો લેખ થાય ત્યાંહાં સુધી આ લેખ તેની જગો સમજવો. વય લાયકની થતાં તરત રાજકુવરી લાલબાની ઉદેપોરની માહરાણી જહવેરબા જતન કરશે." આ જોઇ તથા વાંચી સાંભળી સ્વયમ્વરમાં બીરાજેલા સઘળા મુગટધારી ગગરી ગયા, પણ અનલરાય પોતાનો જંબિયો કાઢી ઉઠયો. જરૂએ લાલબા પાસ ઉભેલી જહવેરબા તે જોઇ કેવળ કપૂર સમ ઉજલી ફીક મારી ગયો.

સ્વયમવર શમશેહેર મ્યાન કાઢી એક જુવાન જેવો છેડાયો. રાજવંસી ધારો એક માહ યુદ્ધ રાજવંસીએ તોડયો એની શીક્ષા માત્ર શમશેહેરજ કરી શકે, પણ તાજપાળના તરાસે તેના હક કરતાં એવોતો લાલ અંગારા સમ તપીને તે સ્વયંમવરને કંપાવ્યો, કે લાલબા માહ ભે પામી તાજપાળને જોઇ પોતાના પ્રાલબ્ધનો પંઝો કેવો શત્ર પડયોછે તે તુરત સમજી. તેના નેનોમાંથી વીજળી પ્રગટ થઇને તાજપાળને ભસ્મ કરે તે આગળ અનલરાયે દૈત્ય કર સમ પોતાનો ખુની જંબિયો તે ઉપર ફૂંકયો. તાજપાળે તે જંબિયાને લડાઇના મંડાણ નીશાનમાં લઇ માહ નાશ રણસીંગ ફુંકયું કે ઉદેપોરની ભાગોળના દરવાજામાં તે ભુજપતીની ત્રણ લક્ષ સેના કોઈ કાળા ભય સમાન ગંભીર ને ગુપચુપ પેઠી. તેના ઉમંગમાં તાજપાળે પોતાનો લાંબો ભાલો વચમાંથી પકડી એવાતો પાકા પેજથી પોતાના જવાન હરીફના છાતાપર ફૂંકયો કે તેના બખતરની કડી ભેદી અધર ઝીલાયો. અમૃતસીંહે તે જોઇ સીંહ માફક તે ભાળાને તે અનલરાયની છાતીમાંથી ખેંચી કાઢતાંજ તે તેણે તાજપાળ ઉપર ફૂંકયો તે એક અપછરા સમ જવાને જેમ માલણ કોઇ કોમળ કળી ચુંટી લે તેમ ઝીલીને મંદ હાસ્ય ને વાહાળ દઇ માહ ફેરવ્યું. અમૃતસીંહ તે શીકળ જોઇ ચોંકયો કે ઓ "શું માહરી વાહલી બા અજુપણ !!" પણ તેટલાં જેમ તીડોના ટોળે ટોળાં કોઇ અનાજના પીલેળાં ખેતર ઉપર આવી પડતાં પળકમાં ઉજાડ કરી દે તેમ તાજપાળના લશકરે તત્કાળ ઉદેપોરમાં આવેલા રાજા રાજેન્દર ને તેમના સંબંધી વગેરે રેસાળા ને લશકરો ઉપર બાનની વૃશા કરી. એક તરફથી તાજપાળના યુદ્ધધો સૈન્યથી ઘનઘોરતા થયો રહેલી તે દરમ્યાન સુર્ય નારાયન પણ ઓચીંતા આકાસથી બેમાલુમ થઇ રાત્ર અંધારી સમ ભયનાક ખન ખન થતી પ્રગટી રહી. આ અંધારીમાં દાકણ ને પીસાચ તાંહાં તે સ્વયમવરના સુંદર સ્વરૂપાળ ભુપતાઓનાં લોહીની ગંધથી ઉસકરાઇ શેહેલ કરતી આવીયો હોય એવો તાંહાં કાળ તાજપાળે ને તેની સેનાએ વરસાવતાં તેની હરીફાઇમાં બીજા જબરા જુદ્ધા તથા રાજાઓ ઉપર કાળ વ્યાપી રહ્યો, એમ કહીશું તો તે માન્ય થઇ શકે ખરૂં; સબબ માહે ગરતાંજ તાજપાળના બાનબાજોથી ઉદેપોર વીંધાઇ ગયું. માહરાણો દીવાના હાથી માફક હઇંથી તઇં પોતાની જબરી તલવાર લઈ ભુજના લશકર ઉપર મંડયો પણ તાજપાળને મન વસેલા કીનાની જવાળામાં પસુ પંખી તો શું પણ એક નામે ઝાડ કે વેળો કે ઝાડી પણ બાકી રહી નહી. હવેલી ને મોહલાઓમાં હરખભેર આવેલાઓ ગરક જઈ એક ઝુપડી પણ સાબેત રહી નહી. તાજપાળના સૈન્યે સેજમાં ઉદેપોરના માહરાણાના સ્વયમવરને લોહુનો પાતાળ સાગર કર્યો. કીંવા લોહુનો માહસાગર તાંહાં કોઇ ઇશ્વરી કોપથી ઓચીંતો કાંઇ ફેરફાર થઇ પ્રગટ થયો હોય અને ઉદેપોરનો ગઢ ગગરી પડી તે માહે ડુબી ગયલી માનવી લાસ સમાન ઉપર તરી નીકળ્યો હોય અને તે નામાકીંત શેહેર લોહીનો માહસાગર બની લખો ભાલા, લખો જુદ્ધા, લખો તલવાર અને લખો ઢાલ તેમા રમત્યાળ બાળકોની રીતીએ તરી મજો મારતી હોય યા કોઇ કાળ સમ જુવાનના સંયોગે પોતાનું બળ ને તેજ તે લાલ જલમાં ઝળકાવતી હોય એવો શોકાતૂર દેખાવ થયી ગયો. સુસ્બેલા જુદ્ધા અસલ અંગથી બેવડા ફાલી ફુલીને

માનવી આકૃતીમાંથી દૈત્યની આકૃતીમાં બદળાઇ ગયા હતા ! જ્યં ત્યં નીરમળ પાણીના કુવામાં જીગ્યાં માફક યુવાન શરીર ડુબી જઇ મુરડાં થઇ ઉપર તરી નીકલેળા એ આજ ઉદેપોરની મીલકત ને ગરૂરી બની હતી.

સાત કલાક યુદ્ધ મચી ઉદેપોરનો ઉપર કહેલો હાલ બન્યો પણ માહરાણો, અનલરાય, અમૃત ને તાજપાળ હજારો ઘા ખાધેલા ખાર ભરેલા વેરસીઓ ગજબ જેવા બની તે દરમ્યાન જાણે ઉદેપોરની નીશાનજ નાબુદ કરવા સમાન તે દેશ ઉપર મંડયા. સાંજ એવી કાળી કે પૃથ્વીનો અંત તે પોતાના કરમાં લઇ આવેલી જેવી જબરી અંધકાર ભરેલી પ્રગટ થઈ હતી. તે વખતે માહરાણો તાજપાળના લશકરમાં તલવાર ફેરવતો ને હજારોને ભોંયપર નાખતો તાજપાળ સામે આવી લાગો કે બોલ્યો.

"સમાળ મારી શમશેહેર ઓ ભુજડા. તેં મારૂં સર્વસ્વ લુટી હરરાજી કરી પણ તું તેમ લુટાઇ હરાજ થયો એ મને આનંદ છે." પણ તેની શમશેહેર કોઇ દૈત્ય પ્રવત ઉઠાવે તેમ તેનો કર ઉગામે તેટલાં તાંહાં અનલરાય આવી લાગો. રોમ રોમ ઘા થઇને રોમ રોમ રૂધીરની ધારા ફુટી રહીછે. આંખ્યોના પાપણે પાપણ લોહુ તપકેછે. નથી તેને આકાસ જણાતું કે નથી તેને ભુમી નજર આવતી એવો બળમાં ખીળી જઇ તે કેવળ યમ અવતારજ, તેણે આવતાંજ માહરાણાને ધરતીકંપ જેવા ઓખગ, ખવીશ સાંભળો પ્રાણ તજે તેવો, પોકારો મારી કહ્યું. દુર રેહ ઉદેપોરના માહરાણા એ યુદ્ધ મારી છે. મને આ તાજપાળની છાતી ફારી લોહીનો ઓબળો પીવોછે." એ બોલતાંમાંજ તેણે પોતાની છાતીનો ઘા દેખાડી તાજપાળને બોલાવ્યો કે "ઓ યુદ્ધા એક સુર્ય નારાયણ મોહી પડે તેવી અપછરાની વરમાળ માટે મારી ઉપર તેં આ દુષ્ટ ઘા કર્યો તે તને નાલાયક છે ? પણ મારો આ ઘા તને કરૂં તેમાં હું નાલાયક કામ ઉપર મંડયો એમ કોઇ કેહનાર નથી." સીંહનો સીનો તર્ત ફાટે એવો તેનો ભાળો હવામાં ઘુમ્યો પણ તેનો તાજપાળ વધ કરે તે આગળ એક અપછરા સમાન સુંદર યુદ્ધાએ ગંભીરપણે ચંડોલ સમાન વાણીએ અનલરાયને જવાબ આપ્યો કે" ઓ ભુલા પડેલા શુરા તેં પ્રથમથીજ માહપાપ કર્યુંછે કે બીજાને અરપણ થયલી, જન્મથી લગ્ને સંધાયલી સુંદરીની વરમાળ લેવામાં તેં જે કર્યુંછે તે માહ દુષ્ટ પાપ તાહરા વંસનો છેડો લાવેછે" એ કેહતાંજ તે યુદ્ધાએ અનલરાયનો ઘુમાવેલો ભાળો પોતાની તલવારે અધવચથી છટકાવી તે કપાઇ ગયલો અરધો ભાળો પોતાને કર ઉઠાવી કહ્યું. "અનલ તહારી અભુષણુનો ફીનો સમાળ" કે ઘા ખાધા આગલ તે જબરો અનલરાય જે લગભગ નવ કલાક સુધી યુદ્ધમાં નીભાને વેરનો કેહેર વરશાવા લાયક જોરમાં ટકી રહ્યો હતો તે સેજેજ પોતાના પ્રવત સમ પણ બાળેબાળ ધનુષ્યની ટાંચ ખુંચી લોહી લુહાન થયલા તુરી ઉપરથી મુર્છા ખાઈ પડયો ને બચારો સ્વર્ગે પોંહોંચ્યો. અમૃત અભૂષણુથી અનલરાયની વીતી સાંભળી તથા તેનો અંત જોઇ પોતાના કાર્યના પશ્ચાતાપમાં તે જેવા શરીરનો બચ્યો તેવો પોતાના બે ચાર બચેળા સ્નેહીઓ સાથ પોતાની રાજધાણીને માર્ગ પડયો. માહરાણો આ બનાવ જોઇ બેસુમાર ઉશકાયલો પોતાનો કર માહ મુશકેલીએ શમશેહેર સાથ તાજપાળ ઉપર લઈ ગયો પણ તાજપાળના જોર પાસ રાણો હરીફ હતો નહી તેથી તાજપાળે તેની હરીફાઇમાં પોતાને નામ ને કીરતી જાણી નહી. તેથી તેણે રાણાને ઇજા કર્યા વના તેમજ લશકરને તે ઉપર કાંઈપણ ઇજા કરવાની મનાઇ કરી મેહેલ તરફ પોતાનો વીજલો મેલ્યો. રાજમેહેલમાં તે ઉમંગભેર દાખલ થયો. તાંહાં મોતીના શીંહા સન ઉપર એક ગાયન ને રાગ મચાવતી કોઇ અદભુત સ્વરૂપવંત સોક ગરક બેઠી હતી. તે લાલબા હતી. તે જોઇ તાજપાળે

તે સામે જેમ દીપક પાસે પતંગ્યું છક થઈ ઠરે તેમ જોતો ઉભો. તેની હામ હાં પડી. તે તે સ્વરૂપ જોય કે તેને પોતાની વાહલી નેણ સુંદરી સાંભરી આવે. ઘણી વેળા વીતી. રાત્ર બાર ગટીકા ગુજરી. તાજપાળ આ વખતે આકાસમાં જોયછે. ચંદ્ર ઝાંખી પ્રકાશતી ઉદેપોરની જુદ્ધ ઉપર રૂદન કરતી હોય તેમ તેને મન વસી. તેની નજર મોહોલ સામે ગયી તો તાંહાં તેણે અમુપણ અનલરાયને ચંદન ચેહમાં બળી ફુરા ફરી સતી થઇ જળતી જોઇ!

ફરી તેની નજરે પ્રદેશી રાજા માહરાજાઓ સ્વયમ્વરમાં આવેલાઓ સંગાતે તેની સેના જીવપર બાજી ખેળતી જણાયી કે તે રાજમોહોલથી પોતાના ખ્યાળમાં ઉતરી પડી વીજળાપર ચઢી ખેરતાં યુદ્ધમાં મચ્યો. બીજો દીવસ થયો, બપોર થઇ ને વળી સાંજનો સમો પ્રગટયો કે તેની સેના પોણી કતલ થઇ તાંહાં પસ ખાટીને પડી. રાત્ર થઇ અને વળી યુદ્ધ ધમધુકાર મચી. અમર નામ ને યશ ખાટીને લડવૈયા મૃગટધારીઓ ઠીક શમશેહેર ખેળી પડતાં ત્રીજી પ્રભાત પડી. અને ઉદેપોર કોઇ દૈત્યોથી સાફ થઇ પોતાં મસાન સુમસાન સમ થયી ગયું. સ્વયમ્વરમાં બીરાજેલા સઘળા મુગટધારીઓ પોતાને છાજતી મરદાનગીમાં મેદાન માંહે પડયાછે જ્યાંહાં ત્યાંહાં પ્રભાતનું ઉજ્યાળું જાંખી ચંદની સમાન પ્રકાશમાં તેની શુરી સેનાના પડેલા શુરવીરો સુતેલા તેને ઇસારો કરી કાંઇ ઇનામની ઉમેદે બોલાવતા હોય એવા તેને તરાસ પડેછે. તેટલાં તેની ચક્ષુ મસાન થયલાં ઉદેપોરના યુદ્ધ રાણ સામે પડી તો હજી રાણો યુદ્ધમિર શમશેહેર પકડી ઉભોછે અને પોતાના હરીફને બોલાવતો જેવા ચેહેરે હીલતો દીસેછે. તાંહાં તાજપાળે વીજળો મારયો અને પાસ આવી બોલ્યો:—"રાણા તેં રાજહીન કર્મમા ત્હારી એહાઇ નીચી નાખીછે. મને વરેલી અને દીધેલી એવી જે પવિત્ર લાલબા તે તેં શું સમજી સ્વયમ્વર રચી બીજાને માટે તેમાંહે ફેરવી?" "રાણો બોલ્યો હું બીનતકશીર છું. હું એ કારણથી અજાણયોછું. તાજપાળ તેં જાંહાં જુવાની ને યુદ્ધ કળા મેલવી તાંહાંજ આ લોહીનો તમાશો ખેલ્યોછે એ તને ને ત્હારા કુલને કાળો કલંક છે." તાજપાળ બોલ્યો "ઓ રાણા જો હું જાણતે કે લાલબા મારી પટરાણીછે એથી તું અજાણયોછે તો હું આ યુદ્ધ રંગબાજી કાચીંત રમતે." રાણો બોલ્યો "હવે આપણ આ ઉદેપોરમાં બે પ્રાણ બાકી છૈયે. ઉઠાવ ત્હારૂં શસ્ત્ર ને વાડ મને કે જો હું બચયો તો તને વાહાડી કાપી છીણુ છીણુ કરીશ." તાજપાળ બોલ્યો ઓ સુર્યવંસી માહ જબરા તને હું સુર્યવંસી થઈ કોઇ કાળ આ માહરી ભુલ જાણ થયા પછે ઘા કરનાર નથી પણ તું લગાર ખમ રાજમોહોલમાં હું એક છેલો પ્રવેશ કરી તારી પાસ તારા કીનાનો ભોગ થવા માટે આવુંછું. તે તરત વીજળો ફેંકતો મોહોલને દરવાજે કુદી પડયો, અંદર ગયો. પણ તે માંહે ગરે તેટલાંતો નેણસુંદરીનો ફીકો ચેહરો તેના જોવામાં આવ્યો તે આ કૌતુક જોઇ તાજુબીથી તેને મોહોલ બાહેર નીશરી મળવા આવ્યો, તેટલાંતો ખુદરતે તે ઉદેપોરનો રાજમોહોલ પોતાને અસતક લેવા તે ઉપર એક જબરી વીજળીનો એક જબરો કડાકો પાડયો. તાજપાળ બાહેર નીકળેળો નેણશુંદરીની છાયાં પાછળ ભમાઈ ધસ્યો જતો હોય એમ તે ફરી ઉદેપોરના ઘોરી મેદાન જાંહાં લખોલખ્ખ શુરાઓ ઘા ખાઈ મરણ પામેલા પડયાછે અને રાણો હજારો ઘા ખાધેળ એક રાક્ષસ સમ ઘઠ જેવો તે બનાવ જોયછે તાંહાં આવી લાગો; કે જગત ગરક ગયો હોય એવો તડાકો થઇ લાલબાવાળો રાજ્યમોહોલ ધરતીકંપના કાળખ્યાખ્યા સમાન આચકા સમેત ભુમીમાં ગરયો, અને તે જોતાંજ માહરાણો એક આકાસ ભેડતી ચોશ મેળી તાજપાળ સામુ પ્રચપજ ગગરી પડયો. આ વખતે એકુલો તાજપાળે મર્ણ પામેલાઓ વચ્ચે ઉભા શુરાઓની મુરતીઓની તુમરી નવ લક્ષ ગણતા એક હાય મારી કઇ અગણીત ઘા

આવી નબળો થયેલો પોતાના વંસના માહ બાપ્પા માહરાણા પાછળ થોડીજ પળે પસ્તાયો પણ તે પસ્તાઇ ભુની ઉપર પડે શું કે તેટલાં તેણે વા સમ છાંપો થયલી નેણસુંદરીએ પોતાના પાસામાં બોળી પોતાની દાસીઓને હોકમ કરયો તેમ એક મેનામાં તેણીને તેને બોલેળા પોતાના વ્હાળા પતિ સંગાતે મેલી અને જાંહાં અનલરાયને લઇ અભુપણ જળી સતી થઇ હતી તાંહાં ચંદન ચેહ સોચાવી પોતે માંહે સોક કરતી ફીકી ચાંદની સમાન બેઠી. પણ પોતે અગ્ની લીધા પેહલાં માહરાણા માટે એક ચંદન ચેહ પોતા સામે બનાવી તેમાં તેને મેળાવા તેને અગ્ની દીધાના હોકમ પછે પોતે પોતાને અંગ અગ્ની લીધી અને એક વા ઝપાટા સમાન જળી ભષ્મ થઇ. તેની ચેહ જયારે પુર સળગી ત્યારે તેની વફાદાર દાસીઓ એક પછે એક હવનમાં જેમ બ્રહ્મદેવ રીદ્ધી સીદ્ધીની વસ્તુ હોમાવે તેમ હોમાઇ અને પોતાના રાજા રાણાં સાથ જળી જતાં તે ચેહ એવીતો વીશાળ પંઠરાઇ કે ઉદેપોરે તે સંયેગે એક અઠંગ મસાન થઇને પોતા ઉપર પડેલા પસમાન મુદ્દાઓને અગ્નીદાહ કરયા !

---

## ૫૬.

ઉધોજી કરમકી રેખા નિયારી ॥ ટેક ॥
બારબાર નેન દિયો મિર્ગનકુ ॥
બનબન ચરત ઉજારી ॥ ઉધોજી કરમકી રેખા ॥ ૧ ॥
ઉજળ બરન દિયો બગલનકુ ॥
કોયળ કરદિના કાળી ॥ ઉધોજી કરમકી રેખા ॥ ૨ ॥
નિરમળ નિર દિયો કુપનકુ ॥
સાગર કીની હે ખારી ॥ ઉધોજી કરમકી રેખા ॥ ૩ ॥
જોગ પઠાયો હે લે ગોપિયનકુ ॥
કુબજા કીની હે પિયારી ॥ ઉધોજી કરમકી રેખા ॥ ૪ ॥
તાજ સિંહાસન દીયો મુર્ખનકુ ॥
પંડિત કીનો હે ભિખારી ॥ ઉધોજી કરમકી રેખા ॥ ૫ ॥
સુર કહે પ્રભુ તુમારે ચરનકુ ॥
બારબાર જાત હોં બલિયારી ॥ ઉધોજી કરમકી રેખા ॥ ૬ ॥



# ફલી મલી ને ચંત.

કોટ કનોજમાં રામશ્રી રાઠોડ કરી રાજા રાજ્ય કરતો હતો. તેની આણ સારા દેસમા ફરતી હતી. પ્રજા હેત પ્રીતથી રાજા ઉપર ફીદા રેહેતી હતી. તેને બે છોકરા હતા. વડાનું નામ પંખ ને ન્હાનાનું ચંત કરી હતું. વડો પરણેલો હતો, પણ ન્હાનો કુવારો હતો. બંધેમાં સંપ સારો હતો. જોરાવર ને શીકારબાજ હોયીને પોતાના રાજની સારી તલાસ રાખતા હતા. બાપના મરણ પછે વડો રાજ્ય કારોબારમાં ધ્યાણ આપતો હતો; તેથી એખલો પડતો ચંત રોજ શીકારે જઈને ગમત લેતો, અને ફુરસતની વેળાએ પોતાના ભાઈ સાથ ખાતો પીતો ને મજો મારતો હતો.

બનાવ એવો બન્યો કે એક દીવસ, ચંત શીકાર રમી શાંજના નગરમાં પેસેછે, ને સામેથી વાણીઆની જાન બાહેર આવેછે. રાજકુમાર ચંતના સીપાઈઓએ જાનને અટકાવી; કે દુર રેહો ચંત રાઠોડ શીકારેથી આવેછે. વાણીઆ બોલ્યા, કે એમ કંઈ હોય! અમારો વરરાજા ત્રણ ઘડીનો પૃથ્વીનો રાજા થાય, ને તમો તો સદાના રાજા છો, માટે એ વરરાજાને માન દીઓ! ચંતના શીપાઈઓએ ઘણુંએ કર્યું, પણ વાણીઆ ડાપણ કરતાં હકથી વધારે ફાવ્યા, ને રાજકુમાર નગર પેસતો અટકાવી ખુબ ઠાઠમાઠથી બાહેર નીશરા. ચંત એક બાજુ ઘોડે બેઠેલો તે જાન જોઈ રહ્યોછે. તેનો ખ્યાલ આ વરરાજો જે હાલમાં સારી પૃથ્વીનો રાજા થાય, તે ઉપર ગયોછે. તે આશ્ચર્ય થઈને વીચારેછે કે આ તો ઠીક, જો હું દરરોજ એકએક બાયડી પરણું, તો રોજ રોજ પૃથ્વીપતી થાઉં! પછે મારી આગળ કોઈ પણ રાજા ગમે એવો બળીઓ હશે તોએ જનાર નથી! આ રી જાન, જેની હજુર પાગામાં મોહટ મોહટા સાઉકારો ને વેપારીઓ રહેછે. સારા લુંગડાં સજીને સુંદરીઓ મંગલ ગાતી વરરાજાને રીજવવાને કસી મના રાખતી નથી. અહો ઠીક તાલ સુજેછે. જ્યારે તે મોહોલમાં આવ્યો ત્યારે તેણે પોતાનો ઈરાદો રાજા ભાઈને જાહેર કરયો, કે હું તો નીત એક બાયડી કરવાનો ને વરરાજા થઈ પૃથ્વી ઉપરની તે ત્રણ ઘડીનું રાજ ચલાવવાનો. કારણ રાજાતો નામના છે, પણ વરરાજાતો સર્વમાં વડો રાજ્યધીરાજ કેહવાયછે. રાજા થવામાં કઈ માલ નથી, પણ હું તો નીત વરરાજા થઈશ. પંખને પોતાના ભાઈની આ નવીન કલપના ઉપર હાસ્ય છુંટુ, અને પાસ તેની પદમણી સ્ત્રી ઉભી હતી, તેણીને તો દેવર ઉપર ખીજ ચઢી. તેણી રીસમાં બોલી:—ઠીક ઠીક દેવરજી ઠીક નીતની એક સ્ત્રી કરીને વરરાજા થજો.

ચંત બોલ્યો તે પ્રમાણે નીતની એક સ્ત્રી કરે ને વરરાજા થાઈને સારા શેહેરમાં સઉથી પેહેલો ફરે, વર્ષ પુરૂં થતાં ૩૬૦ બાયડી પરણ્યા, પણ કોઈ સાથ વેહવાર નહી. એક દાહડે

ભાભીએ તાણો મારયો કે દેવરજી રાજાઓની મોહટી કુવરીઓ લાવોછો ને એક પણ વેહવારમા નહી લેતા, તે સ્ત્રી હત્યા મોટી છે. સ્ત્રી જુવાન છતાં પતી તેથી વેગળો રેહ, એ દાલિદ્રની નીશાનીછે. આપ એક તેમને આવડી સંખીઆબંદ બાયડીઓ શા ખાતર જોયે ? આતો પંખીઓ મીશાલે મોહોલમાં પાંજરે પડી ઝુરેછે, આ ભવ એમનો જે ગુજરેછે, તેથી ઇશ્વર નારાજ છે. દેવરે ભાભીજીને જવાબ આપો કે ૩૬૦ બાયડી છે, પણ કોઇ બત્રીશ લક્ષણી અજી નથી મલી, તેવી ષઠ સાથ પ્રીતી પાષાણ સાથ મોતી પટક્યા બરાબર છે. હોવે હોવે ભાભીજી બોલ્યાં કે આબછરાઓ હટે એવી રૂપાળી કામીની રાજકુમારીકાઓથી મોહોલ ભરયોછે, અને હજી બત્રીશ લક્ષણી નથી મળી. દેવરજી આ તમારી ભુલ છે. સંખીઓ બત્રીશ લક્ષણી છે અને તે પણ કામ પડે તો જોઇ રેહો એવી પુર્ણ છે. દેવરજી સ્ત્રીઓ સાથ ચેડાં મા કાઢો, નહીતર પસ્તાવવું પડશે ! ચંત બોલ્યા ભાભીજી મને તો તમ સમ એક પરણાવો. ભાભીજી બોલ્યાં, જો આપ વચન આળો, કે આ રોજ એક લાવતા ઠોબો, ને હવેથી એ ઢંગ તજો, તો માહરી બેન બત્રીસ લક્ષણી ફુલવંતી તમને પરણાઊં. ચંત બોલ્યો ભાભીજી મારે કબુલ છે. તમો કેહશો તેમ મારે ચાલવું. ભાભીજી બોલ્યાં કે પેહલાંતો એ શરત, કે આ ૩૬૦ રાજયકુમારી-કાઓને બેન માણીને તેમને ભાઈ તરફના નજરણા સાથ તેમના કબીલામાં વાળી દો. એટલાંમાં હું મારી બેન ફુલવંતીને કાગળ લખી આવનું કારજ કરૂંછું. ભાભીજીને હસી મળીને ચંત મોહોલમાં ગયા. ૩૬૦ કુવરીને પોતાની પાસે બોલાવી ખજાનચીને હોકમ કરીને નજરાણા મંગાવી દરેકને છાજતી રીત દઇને હાથ જોડી પોતાની તકસીર માફ માંગી વીદાય કરી. એક એક રાજા ઉપર એક એક પત્ર સાથ સો આસામીની સેના આપી કુવરીઓને વીદાય કરીને ચંત શીકારે ગયો. તે તાંહાં ફુલવંતીના સ્થાણમાં છે. તેવામાં એક સ્વારે દોડતાં આવીને તાજીમ બજાવી કે માહારાજ રાણીબા તમને બોલાવેછે. ચંત હરખભેર ઘોડે બેસી ઉડયો તે ઘડીકમાં પંખના મોહોલમાં દાખલ થયો ત્યાં ફુલવંતી શીહાસન ઉપર બેઠેલી ભાભીજીએ બતાવી, કે ચંત તે જોઇ છક થયો. તે ચુપચુપ કનક માચી લઇને અદબથી બેઠો. ભાભીજીએ જોયું કે દેવર મારી બેન સાથ વરવાને રાજી છે, એટલે પરસ્પર વીટી ફેરવાવી ફુલવંતીને તેને રાજ વીદાય કરી. ચંત વીયોગથી શોકમાં ગરકાવ થયો. મન મોહ લાગો; તે મન સંગાતે બોલ્યો કેઃ—કે પરણુ તો ફુલવંતી નહીતો દેહ પડો જલંતા.

ઘણુંનો દેવનગરીનો રાજા દૈતાશુર ફુલવંતી ઉપર આશક હતો. તેણે, ઘણી વેળા પંટયાળાના રાજાને, મોખલડેનું રાજા પંખ સાથ કારજ થયું હતું નહી, ત્યારનો તેની બેન ફુલવંતી સાથ માગણું જારી કરયું હતું. પંટયાળાના રાજાને દેવનગરપાને પોતાની પુત્રી આળવી દરૂસત ભાસ્યું નહી, તેથી બાહનાથી તેને આજ તલગ વેગળો રાખેલો હતો. તેના જાસુસોએ ફુલવંતીને તેની બેન મોખલડેના મોહોલે જવાની તેને ખબર કરી, તેથી તે પોતાની સ્વારી સહીત તેના વળતા માર્ગમાં આવી ઠોબ્યો, અને જેવી વીટી પેઢી તે પાછી ફરેછે તેવીજ તેણીને તેના સીહાંસન ઉપરથી ઉઠાવી પોતાના રાજમાં લઇ ચાલ્યો. આખી રાત તે વાયુ સમ તેજ અશ્વ ઉપર સ્વારી લઇને દૈવનગરીમાં પોતાના મોહોલમાં પેઠો. હોકમ થયો કે નગરી દીપકોથી જળકતી બની ! લગનના મુરત ને મંગલ કરીને તેને પંટયાળાની રાજપુત્રીને પોતાની સ્ત્રી કરી. જોરજુલમથી તે કામીનીને રતન ને મોતી ને માણકમાં પુરી દીધી. શીતળ ચંદની આ રાત્ર દૈવનગરીના રાણમાં ચમકીછે. તાંહાં તેણે રાવતી ખેંચાવીછે. ફુલવંતી સાથ સ્નેહ બાંધવા આ રાણ તેણે પસંદ કરયું હતું. તાંહાં તે પોતાની પરણેલી સાથ મોજ મારત.

દેલથી પ્રેમ દાખવતો થયો. ફુલવંતીએ દૈત્યાશુરને આર્જવ કરયા કે માહરાં આ કારજની ખબર માહરા બાપ તથા કનોજના રાજકુમાર ચંતને કરો. પછે તેમના હોકમથી જે ઘટતું હશે તે મારે કબુલછે. દૈત્યશુર બોલ્યો, કે ચંત કોણ છે ? તેની શું મકદુરછે કે માહરી પ્રેમકાને નજર કરી શકે. ત્હારા બાપને કેહવાડવાની મને શુચના ઠીક દીસતી નથી. જેઓ તાહરાં સીંહાસન સાથ પંટયાળાના રાજમાં પેઠાંછે તેઓથી આ ખબર તે વૃદ્ધ રાજાને પડીજ હશે, પણ ખાતરીથી જાણજે કે તે જો જુદ્ધમાં નીકળશે તો માહરી પાસ તેના શા ભાર! મેં માહરો પ્રેમ વર્ષો થયાં માનથી તેને જાણ કર્યો; છતાં તેને મારો ગેરઆબરૂ કરીછે, તોયે મેં તેનો બદલો ઉલટીજ રીતે વાળ્યોછે, કે તેની પુત્રીને માહરી પટરાણી કરી તેના માનમાં ઉમેરો કર્યોછે! ફુલવંતી બોળી ઓ બાપા દૈતાશુર હું વરેલીછું. એકની છતાં બીજાના કેમ વાજબી બાયડી ગણાઉં. આ વીંટી તું જોઅ. તે ચંત રાઠોડની છે, જે સાથ હું વરીછું, માટે આ લગ્ન કેવળ હસી છે. મને જવાદે, આબરૂથી માહરા પીતા ઉપર મને રવાના કર, દૈત્યાશુર બોલ્યો છકેલી, તું હવે માહરા કરથી કદી છુટનાર નથી. ભલી આ રાત્ર તાહરા ને માહરા સ્નેહના જામીન છે; આ ચંદનીમાં આપણે ખુલાં છેએ. આપણું દેવનગરોનું રાજ્ય આપણા મંગલ જોઇ ચુકુંછે. અને આ ખરો પ્રેમ દૈત્ય તેમ દેવ લોકમાં નોંધાયેલછે. માહરા પ્રેમની મશકરી મા કરોશ, નહી તો તું પસ્તાશ. મને ભમાવીશ તો તું ભમીશ, એ ખાતરી જાણ. આવ માહરી વ્હાલી, ત્હારા સ્વામીનાથને રીજવ.

ફુલવંતી વીચારમાં પડી. દૈત્યશુર તેને ચંત આગલ વરી ચુકો; પણ ચંત તેના સ્વામી દાખલ વીંટી આપી ચુકો હતો. તે એકગમ વીંટીથી બંધાયી, ને બીજી ગમ જુલમથી વરી ચુકી. હવે તે અબળા દૈત્યાશુર જેવા શુરવીર પાસ શું બીસાત ? દૈત્યશુરે તેણીના ગળામાં બાહ નાખી. ફુલવંતી બોળી, અવીચારી સબુર કર. એક અબળાના નાશમાં મોહટા જુદ્ધાને શું નફો છે? ફંદાથી તાહરી બાજી મારી ઉપર ફાવતી છે, પણ તે ઉપર તું મગરૂર મા થઇશ. આજ્ઞા કર, દાવ આવ્યોછ તો તું મને આ લગ્ન અવશર ભરીજ માહરા બાપ પાસ વળાવ, કે પછે હું તેમના પગ ઉપર પડીને ઇનશાફ માગી લેઉં. ચંતને મળી માહરી હાલત ઉપર દયા ઉપજાઉં, પછે હું લાયક તેની થઇને માહરા દાહડા આનંદમાં કાઢું. મને બેકીમતી નજરાણાથી માહરા બાપ ઉપર જેવી હાલ ફરમાઇએં તેવીજ રવાન કર. દૈત્યશુર વીચારવા લાગો કે આ જુવંતી શ્પળછે. સતીને પતિવ્રત સંગાતે જેના બાપે આજ લાંબી મુદત થયી માહરાં માગાં ઉપર લક્ષ ન આપેલું, તે આ વખત કદાચ ઇનશાફ આપશે. વળી તેણે ધારયું કે હું બળ્યો છું. તે જો મારી સાથ કપત કરશે તો પછે હું કદી તેથી ખાટયો જનાર નથી. પોતાના ખજાનચીને હોકમ કરીને જે સરસ શીંગાર શરોપાવ તે મંગા સાથ એક આબરૂદાર સુવ્ર રતનના શીંહાસન ઉપર ફુલવંતીને પંટયાળાના રાજ્યપતી હજુર માન ને પ્રેમ ભરેલાં પત્ર સાથ પેલાજ લગ્ન પોશાગમાં રવાના કરી.

ફુલવંતીની દાસીઓ જે તેનું સીંહાસન લઇ ઉડીયો તે પોતાના રાજાની દરબારમાંજ ઉતરાયો; પણ સીંહાસન ઉતારતાં રાજકુવરીને ન જોતાંજ તેઓ રાજાની હજુરમાં ફગલાઇ ગયી. રાજાએ જારે તેઓનો ગભરાત જાણ્યો, તારે ચોમેર ખોળ જારી કરી. ફુલવંતીના ગુમ થયાથી તેણે વૃદ્ધાવસ્થામાં આ ધા જબરો લાગો. જન્મમાં ફુલવંતીને પોતાથી દુર ન કરેળી, તે આ વખતે કોણની શેકાર થઇછે, તે કાલજીએ તે દીવાનો શરીખો થઇ રહ્યો. પણ થોડાજ કલાકમાં તેના હજારો શીપાઇ સપરાઓ સાથ લગ્નના પેરવેસમાં ફુલવંતીને ગરકાવ અમુલ્ય નજરાંણાથી

પેરાયલી દેવનગરીઓના માથે અમુલ્ય શીંહાસન ઉપર આવતી જોઇ તે ભેદ પામ્યો. ક્રોધથી ફુલવંતીનો તીરસ્કાર કરયો, "હારૂં મોહ કાળુ કર. મોખલદે પાસ જવાને બહાને દૈત્યાશુરને વરો આવી! તું માહરી દીકરી નથી પણ દાકણી છે, નીકળ માહરા રાજની હદથી તરત." ફુલવંતી આ તુછકારથી પાણી પાણી થઇ ગઇ! તે તખ્ત ઉપરથી મુર્છાગત થઇ ભોંય પર પડી. તેના બાપે તેની શબને લાત મારી હંસેળી, તે દેવનગરીઓ ઉઠાવી લઇ ચાલ્યા. તે પાછળજ મોખલદે ચંતનું માગણું લઇ બાપ પાસ આવી. બાપે તેણીનો આદરસત્કાર અતી વહાલથી કરયો. ફુલવંતી બેવશ થઇ, પણ મોખલદે સાબુત છે, એ ખ્યાળે તેને મન થોડો ધરવ રહ્યો નહી. મોખલદે બાપને સંધા લાડ બતાવી બોળી, ફુલવંતી કાંહાં છે? આ સબ્દોથી બાપની આંખમાં જલ ભરાયાં, તે શોકાતુર થઇને ચુપ રહ્યો! એ બનાવે મોખલદે અજબ થઈ. આગળ પરપુછની હીંમત કરવી, એ સતીનું કામ નહી. માટે પેલું માગું હજુર ધરયું કે પંટયાળાના રાજની નજર ઉગરી. તે બોલ્યો મેં ફુલવંતીને ગેરહનશાપ આપયો; પછે ચક્ષુથી રદનની નીખ ચલવતો જતો ને બ્યાન પર બ્યાન કરતો તેણે સંધો હેવાલ જાહેર પાડયો. મુખલદે સાંભળતાંજ અરધી સુકાઇ ગઈ. તે બોળી, રાજયશીરાજ પીતાઃ—

રણધીર થઇને આ કર્મ અતી અધર્મ થયુંછે. મોકળો આપણા દુતોને કે તે શબ પાછી લાવે તો ઠીક. નહી તો ચંત માહરો દેવર વીળાપમાં કાલ પામશે. પછે તેણીએ તે હકીકત હાવકી ચંતને જણાવવા એક દાના કાશદ રવાના કરયો કે દેવરજી ફુલવંતી તો પડી!

ચંત શીકારબાજી રમતો હતો તાંહાંજ તે કાશદ મળ્યો. જવાર રાજકુમાર ચંત જવાર. હો, હો, કાશદ, કેમ શી ખબર લાવ્યા? મોખલદે રાણીના જાસુસ દીશોછો? હા માહરાજ આપ મૃગ્યા રમોછો તે જોવાને આ તરફ નીસરોછું. પેલું હરણું કોણે મરતતોલ કરયું? કેવું કોમળ, કેવું ખુબસુરત, કેવું સોહામનું તે મારીને શું મેળવવાનું હશે? રાજકુમારનું તો આ કામ ન હોય? મારૂંજ કામ. મેં એ પ્રેમથી વીંધ્યું છે. આપ યમ થયા તે નાજુખ મીર્ગના! કેવું તે મુરદું થઇ સ્થાર પડી છે! દેવતાઓમાં પણ તાકાત નથી કે તેનું એક સુમારૂં રૂવું હીળવે! આવા શુરવીર સજનનું હૈડું આવું કઠણ મેં આજ જાણ્યું. ચંત માહરાજ આ ઠીક ના થયું, પણ કર્મ હોય સો બનાઆ વના મ રહે. દરરોજ એ રવેશ કર્મ પોતાનું કારજ સાંધીને પોતાના પતીનો નીકાળ કરતું જાએછે. જોઓ કે પંટયાળાની બત્રીસ લક્ષણી પદમણી રાજકુવરી ફુલવંતી બોલ બોળતાં શબ થઇ પડી. કેવી સ્વરૂપવાંન કાંતી કેવી પળમાં ગેબ થયી! ચંતને હાડે હાડ લાગીજની. શું કહોછો માહારાજ! ખરૂં કહુછું જે કહુછું તેમાં રેસ તફાવતના સમજવો. કે તે ઉમંગ ભર સીંહાસન ઉપરથી પોતાના પીતાના કઠોર સબ્દ સાંભળતાંજ લાજની મારી મુર્છાગ થતાજ કે દેહ તજી ગયો. આજ તે સોહામની સુરતનું એક રોમ પણ આપણા જેવા મૃત્યુલોકોમાં રહ્યું નહી! કરમની એવીજ લીખી રેખા. જેમ તે મીર્ગના હત્યારીમાં ચેન મારતી એકાએક યમદુત સરીખા ચંત રોડાડથી વીંધાઇ ઘાયલ થઇ મુઇ; તેવીજ તે પંટયાળાની રાજ મીર્ગનાની સ્થીતી જાણી લો. જોતાં જોતાં તેણીના ઠાઠમાઠથી દરબાર દંગ હતી, તે અરસામાંજ જોતાં જોતાં જીવ ને દેહ વચે બ્યોગ મચીને ડાંખરીથી તુટેલું ફુલ કરમાઇ જાએ તેમ કરમાઇ પડી. પીતાએ જેનો તીરસ્કાર કર્યો તે નીરદોષ શબ દેવનગરી પુહાઓ ઉઠાવી લઇ ગયા! કેવા વીચીત્ર બનાવ!

ચંત આ બનાવ જાણી બોળ્યો, કે હવે માહરે જીવવું શા ખપનું? ફુલવંતી વનાનો ચંત શું કામનો! ચંદ નહીતો ચકોર મુએોજ જાણ. હાય હાય બત્રીસ લક્ષણી ઓ વહાળી

કુલવંતી તાહરા વીયોગમાં ચંત પેપો થઇને મરશે ને રાનમાં રજળી રજળી મરશે. ઓ નીર્દય નશીબ તેં માહરો ઉપર લગારેક દયા ન આણી. ઓ કાળ તેં આવાં સતીઆળાં રતનનો ભક્ષ કરયો! કુલવંતી વગરના ચંત, તું જાણે જીવ વગર દેહ કોઇ મંત્રથી આમ તેમ મુજાઈ રજળેછે. કાશદ બોલ્યો, માહરાજ શુરવીરને આ અબળાપણું ના છાજે. શાંત થાઓ, વીચારો કે કુલવંતી વગર દુન્યામાં બલ બલાઓ પડીછે. ત્રણલોકમા જેની હો હા થયી રહીછે, હેવી જે બધા શેઠાનોનો કળી કન્યા પાસ કુલવંતી શા ગણવીમાં? ફકત ઇદ્રાસન જેના કાંતી ઉપર મોહીને રોજ તે કુવરોનો વાદવીવાદ કરેછે કે ગાંધર્વોમા કોઇ એવી અપછરા પૂણ નથી. તેં દેવાંગ એવી પતીવર્તા, બત્રીશ લક્ષણી, કે દેવતાઓ તે વરવાને વીરનું પાસે રજા માંગેછે, જો એમાં આપને કઈ શંકા હોય તો રાણીબા મોખલદેને પુછવાથી તે ભાંગશે. આ વખાણથી ચંત ગોડ કુલવંતીને ભુલી કળી ઉપર મોહીત થયા; એટલે તલગ કે તે કુલવંતીનુ નામ ભૂલ્યો! બસ તેનુ કામજ રાત દીવસ કલી કલી કલી જપવાનું સરૂં થયું. એટલામાં કનોજમાં ભાભીજી આવ્યાં, તે હોહોકાર સાંભળીને દેવર તેમની પાસ પધાર્યા, ભાભીજી હું કલીને લેવા જાઉછું. કલીને લાવો તો મળીને પણ સાત બાવજો. દેવરજી આ તમારા ઢંગ હું આગળથી જાણતી હતી, પણ તમારી સુજમાં માહરી કુલવંતીનો જાન મેં બરબાદ કરાવ્યો. ત્રૈલોક કલીની તારીફનું બાકું ફુંકેછે, પણ તે માહરા કરતાં કંઇ વધુ નથી. દેવરજી તે કઇ કુલવંતી નથી કે સેજ મળતાં વીસરાશે! તે કંઈ મોખલદે ભાભીજીની બેન નથી કે ભાભીજીના પ્રેમથી તે કારજ સંધાસે. તે લાવો તારેજ માલમ પડે કે બત્રીશ લક્ષણી પદ્મણી આ તે કેમ મેળવાવછે? ચંત ચીડાયો, હું ક્યારે ખરો કે જારે કલી ને મલી બંધે પદ્મણીને લાઉં તોજ ખરો તાહરો દેવર ચંત ગોડ. ભાભીએ ઘણો મનાવ્યો, કે માહરેથી ભુલ થઇ, હઇંજ રેહો, માહરી પાસ રેહો દેવરજી; પણ દેવરજીએ ઘોડે નાખતી મુકી, તે અણ પાણી લીધા વગર, ભુખોજ મોહોલથી નીશરો, તે અરધી રાતે રાણમાં નદી કાંઠે હરસદ ભવાનીનું મંદીર તાંહાં ઉતરો. તેણે બાકીની રાત વીશામો લેવા બદલે તે મંદીરમાં ઇશ્વરની શેવા ખરા ભાવથી કરી. જ્યારે પોહોર ફાટો, ત્યારે કલી કલી મલી મલી જપતો તે જાંહાં ઘોડો લઇ જાએ તાંહાં ચાલ્યો. ખરી બપોરે તે દીલ્હીમાં દાખલ થયો, દીલ્હી જોઈ તેની ફાંફરી ફાટી, કે આ શું નગર કે બળા!

ચંત દીલ્હીને ઇંદ્રપુરીસમાન નીરખી રહ્યોછે. દરેક હવેલી મોહોલ જેવી રમણીય, દરેક સ્વાર રાજા જેવો ફકડ અને દરેક જણ નગરશેઠ જેવો તોરવાળો દેખ્યાથી તેને પાર વીનાની અચરતી ઉપજી. ચંત ઘણો ખુબશુરત હતો, તેથી દીલ્હીવાનોનું તે ઉપર લક્ષ ખેંચાયું. શોડલશા વાણીયો તો એટલો મોહીત થયો કે તેને પોતાને મોહોળે લઇ ગયો. પ્યારથી પરોણાગત કરી. લાયક આદરસનમાન સેવા ચાકરી કરી. તેણે ચંત કોણ છે? તે પરાક્રમી છે કે કાયર, ઊચ બીજ છે કે સામાન્ય, તે પારખું કરવા શોના રૂપાની ઠળે પકવાણ પરીસાવ્યું. તે જોતાંજ ચંત બોલ્યો, કે હૃદય માહરૂં ભોજન લેવા લાયક નથી. એ દી હવે મને ઝેર જેવા લાગેછે. એ ઉપભોગ માહરા મન ઉપર મારી શ્થાતીનો ધીઃક્કાર પાહરતા હોય એમ જણાયછે. આ વૈભવ ને આ મીષ્ટાંન હાલમાં મારે કામ આવે એમ બીલકુલ નથી. જ્યાં સુધી મારૂં ચીતવન જેમાં છે, તે પાસ ના હોય ત્યાં સુધી ઓ તન મન મગન કરતાં પકવાણો તમને જેગોપાળ!! શોડલશા સેજમાં પામ્યો કે આ કોઈ માયાનો ભોગ છે. ઊંચ છે. રાજવંસી છે, અને ગુણીજાણ જણાયછે. ચંતને ઘણો સમજાવ્યો કે ખા પી ને આશાએસ લે, પણ શોડલશા તેમાં નીશ્ફળ થયો. ચંત તો કલી કલી—મલી મલી જપવા લાગો. ઓ શુંદર કુમારીકાઓ ઓ બત્રીશ

લક્ષની પદમણીઓ તમારાં ધ્યાનમાં રાજા ચંત છે? કલી કલી—મલી મલી બબડતાંજ અંતે તે નીંદ્રાવશ થયો.

નીંદ્રામા તેણે મોબ્બતદેને જોઈ. જે પોતાના બંધે કરમાં બીલેળાં પુષ્પે ભરાયલી ડાંખલીઓ લઈને તે પાસ આવી. મંદ હાસ્યથી તે પદમણીએ અતી પ્રેમના આસીરવાદ દઈને તે ડાંખરીઓ તેના હૃદયમાં જોસી, તીળક કર્યો. નવીન મોતી માળાઓ એક પછે એક એવી બે તેના ગળામાં નાખી. પછી આકાશ ફાટી સુર્ય નારાયણ પ્રભાતે લાડના રેલછેલમાં ડોલતા ચઢી આવે, તેમ બે અબછરા અતી રૂપાળી જોબનના બખ્તરમાં શોભાયલીઓને ઈસારે ચલાવી લાવી તે સામે ધરી કે એક દેવાંગ રમારી સાથ બૃહસ્પતીએ ત્યાંહાં આવી લગ્નગાંઠ ચોમટયો! ભમીજીએ આરતેથી ચુમ્બન લીધું; કે ચંતની ચક્ષુ શ્રાવણ માસની ગુલાબની કલી મીચાવે ખુલી ગઈ!

સ્વપ્નું, ચંત ઉઠયો કે ગેબ થયું, અને ચંતના મનમાં વેદના થઈ. કલી મલી સાથ કાંઈ પણ જોખમ બેડી, ગમે એવી બાજી પણ જાને બેડી મલવું ખરૂં, મલીને તેઓનો પ્રેય પતી થવું એ પણ ખરૂં અને લેશ જોર ન દાખવતાં નમ્ર સ્વભાવે ફક્ત પ્રેમના બોલે તે જીત મેલવવી એ પણ ખરૂં. પણ પોતે પરદેશી પરદેશ પરાધીન અજાણ્યો માટે કોઈપણ વીશ્વાસુ કરવો જોયે. શોડલશાનો પ્રેમ પાકો છે, અને જો તે મને આગ્રહ કરે તો હું તેને મારો મરમ જણાવીશ, એ દ્રઢતાથી તે હતો; તેવામાં શોડલશાની વહુએ આવી દુધનો કનક લોટો હજુર મેલ્યો. સ્ત્રિ એટલે કોમલ વણીએ ઉચારી, ભાઈ ખોરાક વના તમારૂં દીલ અશક્ત થશે તો ધારી ઈચ્છામાં તમો કેમ આગલ વધશો?

ચંતે જવાબ દીધો "પતીવર્તા બા તું ઠીક બોલી. એ હું પીઉંછું. માહરા મીત્ર ક્યાંહાં છે? હું આગ્ના લઈ જવા ચાહુંછું, કે વધુ થોભવામાં પરીણામ નથી."

'કળ હોય તો બેસ્યે કમાંત, જર હોય તો રહે જવાન.'

વાણ્યણી બોલી, ભાઈ એટલી સફાઈમા કેમ રજા લ્યોછો? આ તમારૂંજ મકાન છે. હુંઈ તમને જે જોઈશે તે મળશે. માહરા પતી તમને લેશ ઓછું પડવા ન દેશે. છતાં જે કરમની બની તે કાંઈ કરતાંએ મીટનારી નથી.

હોનેહાર હીરદે બસે, બીસર જાય સબ સુધ,
જાકો જેસો ભાયગ હે, ઉપજે તેસો બુધ.
ભોમ ગયી ફીરકે મીલે, ધન ગયે ફીર આય,
પ્રાણ ગયે ફીરફીર મલે, સો ગયો પતહુ ન પાય.

ભાઈ રણધીર છો, માટે ચેતી સાર બેંચજો. આગ્ના લઉંછું. વાણ્યણી ગયા કેડે શોડલશા લાગલોજ આવ્યો. તેણે ચંતને ખુબ દેલાશા દીધા, કે અધીરો થઈશ નહી. મને તાહરો ઈરાદો જણાવ કે કેઈ આફતમાં તું ફસ્યો છે. આ પરદેશ તું મને તાહરો મીત્ર જાણ. મારી પાસ પૈસા છે. અક્કલ છે. વીશ્વાસ છે. કળા ચાતુરીમાં હું દીલ્હીવાન છું. શેહેરને ખબર છે કે પાદશાહ માહરૂં કેટલું માન રાખેછે. તું સુખે મને તાહરો ભેદ કર.

ચંત બોલ્યો, માહરો ભેદ સાદો છે. કળી મળી પદમણીઓ ઉપર માહરૂં દીલ લાગ્યુંછે, તે વરવા માગુછું. શોડલશા બોલ્યો, આ બેઆળ મા કરીશ. તેઓ આગલા ભવના દેવાંગનાછે, તે આપથી માનવી દેહમાં શેહેરના મેધા શાનીની દીકરી અવતરીયો છે. ના, જાન જાતાં પણ હું એ બેઆળ અમલમાં લાવીશ. હું જીવું તો કલી મલી ખાતર, મરૂં તોપણ કલી મલી

ખાતરજ, એમ ચંત બોલ્યો ને શોડલશા વીચારમાં પડયો, કે મમેં જાણવામાં આ પેહેલીજ મેં છકર ખાધી. જાતીલો વાણ્યો માટે ચંતે બહુ સમજાવતાં જ્યારે તે ના સમજ્યો, ત્યારે કહ્યું કે આવ તને હું મેઘાસોની કને નોકરીમાં રાખું. તાંહાં રહીને તાહરો પ્રેમ પકવ.

જેસે જરી કેઉકે ભારે, ભસમ હોય ન પરે અંગારે,
એસી પદમણી હે પ્યારે, માન સારી જગ એક નારે.

પદમણી છે. તે ઓ મીત્ર આખી જગત ઢુંડે તોએ ભાગ્યે એક મળે, પણ દીલ્હીની પાદશાહાત સત્યવાડી છે, તેમાં ફકત સોનાને તાંહાંજ બે પદમણીયો અવતરી છે. આ બત્રીસ લક્ષણી પદમણીઓનું પાદશાહે માંગુ કર્યું છે. મેધાએ તે કબુલ્યું છે; પણ પ્રેમના શીકારને આ દોહો સંભવાર છે કે,

જો દેખત મન ઉલસે, નેને નીર જરંત,
તે સુજણ કેમ વીસરે, ગુણસાગર ગુણવંત.

ચંત બોલ્યો, મને કલી મલી સીવાએ આ ભવ કેવળ ભાર છે. હું શીરોઈમાર છું. શુર છું અને ગમે એવા જુદ્ધાને જીતું તેવો છું. એક વખત મેધાને મલું. એક વખત કલી મલીને જોઉં, તો પાદશાહને ચપટીમાં ઉડાઉં. શોડલશા બોલ્યો, રજપુત છો આપ? હા મીત્ર. એમ કહી તે મેધાને તાંહાં જવા ઉઠી ઉભો થયો.

મેઘા શોની દીલ્હીના દ્રવ્યવાનોમાં મોહોટો ગણાતો. લખેશ્રીઓ તેના દરવાજા આગળ રોજબરોજ પોતાના કામકાજ માટે જાતે આવતા જતા. પાદશાહ અઠવાડયામાં એકવાર જરૂર મેળાપ લેતો ને લેતોજ. અમીર ઉમરાવ તે તરફ ચાહ રાખતા. દીલ્હીની પ્રજામાં તે માટે અજબ સારો વીચાર પેઠો હતો. જે જોતું મેધાને તે અતી અદબથી તેને નમી જાતું. તેની જાતમાં તેનું નામ સરકાર માફક બીકનું. તેની પેઢડી એક રાજ દરબાર જેવી ચાલતી. દરરોજ અર્ધકોટીના દાગીના તેના કારખાનામાં બનતાં. રતન, મોતી, માણકના, તેને તાંહાં ભંડારો ભરેલાં રહેતાં. તે ખરો ભાગ્યશાલી હતો. તેને બે દીકરી કલી ને મલી સતી ને બત્રીશ લક્ષણી લક્ષ્મી સમ પદમણી હોયાને તેનો જન્મારો સફળ હતો.

તે ભાગ્યશાલી માનવી પોતાની ગાદીએ બેઠોછે, અને મોટમોટા શાહુકારો સાથ કામકાજની રગઝીકમાં ગુંઠાયોછે, તેવામાં શોડલશા ચંતને લઇને તે હજુર દાખલ થયો. શોડલશા ભારે વગવાળો હતો અને સાથે ચંત જેવો દેખાવડો જવાંન એટલે કોઇ મોહટી ખટપટ છે, એ બંધે મતલબે તેણે તેઓને ડોક હલાવી આસન બતાવ્યું. બીજી ત્રીજી ખટપટો જલદી પતાવીને તે શોડલશા તરફ મુખ ફેરવી બોલ્યો, કેમ શેઠને તજદી લેવી પડી? શોડલશા બોલ્યો, સેજજ. પછે વાત પરથી વાત કાહાડીને ચંતને બતાવી તે બોલ્યો, મેઘાશા આ ઉચનું ફરજંદછે અને તમારે તાંહાં નોકરી માંગેછે. માહરી પણ ઇચ્છા છે, કે એને સારી તરતીબથી તમારા સેવકોમાં દાખળ કરો. અચરતીથી મેઘા શોનીએ તે વાણ્યાનો સબ્દ રાખ્યો. ચંતને નીરખી તે બોલ્યો, આ તે શું શોનીના કામમાં આવશે!

શોડલશા અને ચંતને છુટા પડયાની વારી આવી. ત્યાહથી શોડલશાએ ચંતને આલીગણ કર્યું. તે બોલ્યો, મીત્ર જ્યારે જરૂર પડે ત્યારે માહરૂં મકાન આપનુંજ છે. જ્યારે જરૂર પડે ત્યારે જે જોયે તે ફરમાવજો, તે બજાવવામાં હું મોહટો આનંદ માણીશ. ચંત બોલ્યો, આ તમારો ઉપકાર માહરા હીરદે સદા કાયમ રાખીશ. અંતે જેમ મારાથી એ વળ વલાશે તેમ વાળવાને ચુકીશ નહી. તમને પણ કહુછું કે જ્યારે પણ તમે અડી બીડીની હાળ મને કરવા

આહો ત્યારે મને પુછાવણા કરજો. માહરો જાન હું તમારોજ સમજાુછું, તે પણ જોયે તેમ તમો ખપમાં લાવજો. બંધે બાર ઘડીના મીત્રો છતાં જન્મગાંઠના મીત્ર કરતાં વધુ વાહાળ ને આહથી છુટા પડયા. શોડલશા આ તરફ આવ્યો ને ચંત કલી કલી મલી મલી કરતો મેઘાશા સામુ એકાગ્રહ ચીત ઉભો. મેઘાએ ધાર્યું આ જવાન લુહારવાડ વાડે સોએ વેચવા આવ્યોછ! કંઇ નહી. પછે મેઘાએ ચંતને પાસે બોલાવ્યો કે જવાન તાહરૂં નામ શું? 'માહરૂં નામ લાલપોરનો મઘરીઓ સોની' તેં કોઇ દીવસ ધાટ ઘડયોછે? 'હા' તો ઠીક, જા કોલશા ઉપર તને ઉપરી કર્યોછે. તાહરો સીધો આ ચીઠી માફક તું લેતો જજે. જે જગા તને પસંદ પડે તાંહાં માહરા કારબારીથી તને ખાટ મલે તે નાખી રાતના સુખે રેહજે. ચંત બોલ્યો, ઠીક. એમ કહીને કોલશા ખાના તરફ આવ્યો. મેઘાનો હોકમ આગળથી ગયો હતો, તેમ તેને એક જુના કોલશાખાનાનું ઉપરીપણું આપ્યું, પણ માહે ભાયગે બે ચાંટી કોલશા હોય. એટલે શોડલશાનો સબ્દ ખાલી ન જાએ માટેજ તેને રાખ્યો, કે પડયો રોટળા ખાએ! હવે મેઘાને તાંહાં કલીના ખ્યાલમાં પંજુરે નામનો જુદ્ધો બાર વર્ષ થયાં ચાકરી રહેલો, પણ કલીનો એક દી પણ મેલાપ ન થયાથી, તે હવે નીરાશ થઇને બેદેલ રેહળો હતો. તે મેઘાનો વડો કારબારી થયી પડયો હતો. જે જોયે તે પંજુરે જાણે! તેણે અતી આનંદથી ચંતની સેવા બજાવી. જે જોયે તે ચંતને તેના સીધા ઉપરાંત લેવા છુટ આપી. રજપુતબચો એટલે તેને આવા સીધાંમાં કેમ પરવડે! માટે જંગલમાં શીકારે જઇને સવાર સાંજ સારા શીકારો ભુંજી ખાએ. પકવાણ તેણે આગાંજ બનાવ્યાં હતાં કે તેની તે કનવાર કરે. તેથી જે સીધો મલતો, તે પાસેના ખેતરનાં એક ખેડુતને આપતો કરીને પોતાના ઘોડાને તે બદલાના ગાસ તથા દાના ખવડાવતો. તે કલીના મોહોલ સામેજ રાતના ખાટ માંડી પડાવ નાખે, અને તાંહાં એક તેલનો દીવો કરી રાખતો કે કદાચ કલી કે મલી નીકળે તો મોહ જોએ! જુદ્ધના પરાક્રમથી પ્રેમનું પરાક્રમ તદન ન્યારૂંજ છે. તે જેને અનુભવ નથી તેને કેવળ મજાક છે. જુદ્ધમાં તલવાર મારી કે ખાધી, જીત્યા કે સુતા, પણ પ્રેમમાં નવા નવા જુદ્ધાઓ લડાવી નવી નવી હામ ખીડવી, જે નીશફળ જવે અધમુઆ થવું; અને વળી કંઇ ગતી સુજી કે પાછા તાજા થઇને ઝીપલાવવું. આ ખટપટમાં ઘણી વેળા જન્મ વહી જતાંએ ઠાગ લાગતો નથી, પણ જુદ્ધની ખટપટ ફડી અરધ ઘડીનો શીક્કો બજાવેછે; પ્રભાતે જે જુદ્ધો પોતાનો અશ્વ રણસંગ્રામમાં યાહુમ ઝોકાવી મેદાન હાત રાખે તે ભાગ્ય સંધ્યાકાળે અસ્ત થતો સુર્ય જોવા પામે.

ખાલી ખ્યાળે મોહબાણ ખાવેલો પંજુરે ચંતની ખુબસુરતી જોયી આશ્ચર્ય થયો હતો. તે તેને કલીના મોહોલ સામુ ખાટ નાખી પડયો જોતાંજ તેનો મીત્ર થયો. તેમાં તેની બે મતલબ હતી. એકતો ચંત નોકરી રેહવા કરતાં કાંઇ જુદીજ નેમ ધરાવતો હશે એમ તે ધારતો હતો. અને બીજું તો કદાચ તાંહાં તે પાસ આવજાવ કે બેઠક રાખ્યાથી કલીને જોઇ શકશે. તે વરંવાર ચંતપાસ જઇ બેસતો. જુદ્ધની કળા વીષે ઘણીવાર વાત લંબાવતો. પ્રેમના પ્રપંચ કહી સંભળાવતો, અને પ્રેમ કેવો કટ્ટો વેરી, જેઓ તેના મીત્ર રહેછે તેનો થયી લાગેછે, તે કળાથી વર્ણવતો. પણ તેના જવાબ ચંતથી એવા તીક્ષણ મળતા કે, પંજુરે તેની કાબેલીઅતથી દંગ રેહતો. થોડાજ વેળમાં તેણે જાણ્યું કે ચંત પોતા કરતાં દસઘણો સંધામાં પુરો છે. છેલે તો ચંતની છાતીમાં કલી કલી મલી મલીનો ખેંચાતો ભારી સ્વાસ સાંભળતાંજ પંજુરે પાસે ચંત જાહેર થયો, કે તે ઉપરનો તેનો પ્રુર્ણભાવ ઉતર્યો. તેણે પોતાની કાં તો સતા વાપડી તેને અહીંથી હાંકી કાઢવો કે કાં તો કાંઇ દાવ મળવે જાનથી સાફ કરવો, પણ કલી મલીના નશીબે ચોંહોંટલો ચંત જવા બદલે પંજુરેને સેલારસ લેવી પડી.

પંજુરે ચીડાયો. તે ચંતને ઝંપી બેસવા દે નહી. તેના અસ્તકની કોઠડીમાં બે તોપલી કોલસા નહી, ને તે પાસજ કોલસા મંગાવે, તે રજપુતબચો ગણકારે નહી. તે પશ્ચાદ મેધા સોની પાસ ગય, પણ તેણે કાંઇ વજન ન દીધાથી તે સોરાઇ લેઇ ચંત ઉપર દોડયો, તેમાં તેણે મોહટી ભુલ કરી. ચંત એવો બાધુર હતો કે પંજુરે જેવા સેંકડોને બીછાવે. તેણે પંજુરેની પ્રથમની પરોના રીતી યાદ કરાને તેની સોરાઇ છીણવીનેજ જતો મળ્યો; આ મોહટપણ ને માન પુર્વક હરીશાઇથી પંજુરેને મોહ બતાવવું ભારી પડયું. તે મેધા સોનાને સંધો હીસાબ સોંપીને તાંહાંથી કાસી તરફ ચાલ્યો અને જોગી થઇને માયા ત્યાગી કાળ ગુજારવા લાગો. પંજુરેના જવાથી મેધાને ચંત ઉપર બહુ અભાવ થયો. તે કોઇ રીતે ચંત સંગ વેહવારમાં મેળાય નહી. બનતાં તલગ એકદ્રષ્ટીએ થવાથીએ દુર રેહતો. ચંતને મેધા સોનાને તાંહાં દાખલ થવાને જુજ દીવસ થયા, એટલામાં તેના કારખાનામાં મોહટો ફેરફાર થઇ ગયો. પંજુરે કંઇ નોકરીના સ્વાર્થે દાખલ થયો ન હતો, કે કાંઇ પણ જુલમ ગારતી પોતાના હાથ હેઠળના માણસો ઉપર રાખે ! તે સદા મયાળુ, અને ઘણી વેળા અડાબીડીમાં પરમાર્થિ જણાયો હતો. તેના ઉંચ મનના કારભારીની ગેરહાજરીથી માણસોમાં બેદીલી થયી, ને મેધાનુ કામ પડતું ચાલ્યું. આ વેળા ફુલવંતીના પતી દેવાશુરના ઘણાએક ચાલાક કીસબીઓ ચંતની ખોળ કરતા છુપા વેસમાં દીલ્હી આવ્યા હતા. તેઓએ ચંતને ખોળી કાઢીને ફુલવંતી તથા દેવાશુરનો પ્રેમભરેલો પત્ર આપીને જે પણ નોકરી તે ચાહે તે કરવાને તૈયાર થઇ ઉભા. તેઓને ચંતે આ વખતે કામે લગાડયા. વણમાંથી લાકડાના કોલશા પડાવી મંગાવ્યા. એકને બદલે સાથ કોઠડીઓ કોળસાથી ભરાવી, સોના રૂપાની ઇંટરડીઓના ઢાક મરાવી. દેવનગરીના પૃથ્વી પ્રસીદ્ધ કીસબીઓને તે હોકમ થતાં એકને બદલે બબે જન અગત્યના કામમા લાગી ને મેધાનું ચઢેલું કામ એટાપી આપવા લાગા. ગમાડ માનવીની કળા કરતાં કીસબીઓની કળા સોભીતી ને કળાવંત જોઇને મેધાનું કામ પાછું ધમધોકાર ઢીકયું. મેધો ચંત ઉપર કુરબાંન થયો. ચંતની ચાલ પંજુરે કરતાં કેવળ જુદીજ, એથી તે મેધાનો પ્રેમ એટલો મેળવી રહ્યો કે તે વગર મેધાને ઘડીએ ન ચાલે. હવે તેના પકવાણ મોહોલમાંથી થઇને આવે, તે મેધો તથા ચંત સાથ જમે. તેનુ નામ મેધાને પસંદ ન આવ્યાથી બીજુ નામ રાખવા ઇચ્છતો, તે લાભ લઇ ચંતે પોતાનું અશલ નામ પોતાનેલાગું પાડયું. ચંત બોળતાંજ મેધાના મોહમાં ભીયાસ આવી. મોહોલમાં વટીક તેના નામની જાણ થયી રહી. મેધાનો તે ઉપર એટલો વીશ્વાસ બેઠો, કે તે જાતે જો મોહોલમાં જવા ચાહે તો તેને કસી હરખત હતી નહી, પણ ટેકીલો રજપુતબચો અને સાચો ને સાચવતવાળો આશક તેણે આ ચાલ ઠીક લાગી નહી. આ લાભ તેની નજરમાં ધીઃક્કાર પામ્યો, તે આજ તલગ એક રાજકુમારને છાજતી રૂઢીએ વર્ત્યો. દેવનગરીઓની ચપળતા કંઇ પુછવી પડે ? તે કીસબીઓ એવી જરફ વાપડતા, કે કામ મોકલનારાઓએ મેધાને તે જરફ માટે શાબાસી પત્રો લખી મોકલ્યાં. આથી થયું એમ કે પંજુરે ને તેના હાથ નીચેના માણસોના કામમાં કંઇપણ ખાપકી ચાલી હવી, એવી શંકા મેધાને મન દૃઢ પેઠી.

થોડા વખતમાં મેધો શોની માંદો પડયો. દીલ્હીના સેઠ સાઉકારો તથા સોદાગરોની તેને બારણે ખુબ ધમાળ પડી. ચંત મેધાની સેવા અતી ભાવ ને સાવચેતીથી કરતો હતો, તેથી તેણે પોતાના ધણીને સંધા મળવા આવનારાઓનો પ્યાર જીત્યો. પાદશાહ જ્યારે આવ્યો ત્યારે ચંતને જોઇ તેણે મેધાને પુછયું, આ કોણ ? તેના જવાબમાં મેધાથી ચંત વીષે જાણી પાદશાહ

તેને સાગી નજરથી જોએછે, એટલામાં એક સાંપ ભોભમાંથી વીજળી માફક ઉછળીને પાદશાહને દંખ દેવાની તેયારીમાં છે, તે ચંતને નજરે પડતાંજ કે વખાણવા લાયક જરફ કરી તેણે ને શર્પને પુછડીમાંથી પકડી ખંખેરી નાખ્યો! પળના કાસ્યમાં ચંતની પર્ખ એવી થયો રેહી કે તાંહાં આવેલી પાદશાહી કચેરી તેના પરાક્રમના બહુ વખાણ કરવા લાગી. પાદશાહે પોતાના જાન ઉગારનારને ન્યાળ કરીને પોતા ઉપરના ઉપકારનો બદળો વાળવા માટે પોતાની અમુલ્ય વીંટી બખશી. આ બનાવ બન્યો તે તેના ધણીની નજરમાં સદાના ઝળકાત માફક ઠસી રેહ્યો. ચંતના નશીબાએ એવી યારી કરી, કે તેના આવતા વખતની અની ખીકટ ચાપરીએ તે ફતેહ ભરેલી રીતે ચઢો રેહ્યો. સહુની નજરમાં ચંતનું પાણી ભારે ને કિંમતી ઠર્યું.

કલી અને મલી બે બત્રીસ લક્ષણી પદ્મણી બેહુનોમાં ભારે પ્રેમ ને સંપ રેહતો હતો. એક ભોજણે જમવુ, એક પથારીએ સુવું, એક જાતના વસ્ત્ર પેહરવાં, એક લઢનનાં કેસ ગુંઠવા, એકસમાન નખરાંદાર ચાલ ચાલવી, એકસમાન નેણ કસવાં અને એકજ જાતનો ભાવ રાખનારી આ સુંદર સતીઓ, પોતાના બાપાના મંડવાડથી ચંતના દીઠામાં વારંવાર આવવા લાગીયો. કલીએ ચંતને જોતાંવારનેજ પારખ્યો કે આ સોની નથી, પણ ઘોડાની લગામ પકડનાર છે. મલી તેની બેહેન સાથ મળતી થયી. મલી બોલી, સાગી દીલ્હીમાં આ જવાનનો જોસ્સો ભાગ્ય હશે. કલી તેની બેહેન સાથ મળતી થયી. ચંત કલી ને મલીનાં, સ્વરૂપ જોતાંજ કે અજબ રેહ્યો કે આ બંધે પદ્મની તો આબહુબ માહરી ભાભીજીને ફુલવંતીજ દીસેછે!! એથી મન ઉચાત માર્યું કે આ શું ભેદ હશે? જ્યારે મેધો સાજો થયો ત્યારે તે તથા ચંતની રીસોઇ સાથ પરીસાય, તો કલી ને મલી અતી હર્ખ ભેર ચંતને બત્રીશ વાણાનું ભોજન પીવળાના પાત્રાંની ગુંડેલી અતી રમનીય પત્રાવળીમાં પરોસે? મેધો તે જુએ, પણ તે વીસે કાંઇ મનમાં ના લાવે. બાપાનો ભાવ ચંતપર દેખીને તથા જે લાડ તેઓ લડાવતા, તેમાંએ તેના વચે ન આવવાથી કલી ને મલીના મનમાં ભરતારની આશા ઝમકી. તેઓ ઘણી વેળા ચંતને સમજાવી સોકટાં રમવા લઇ જાય. તાંહાં રમતમાં જોપે તેમ તે પદ્મનીઓ ચંતને બનાવે! એક વખત બાલુખા કલી મલી એઓએ સંપ કરી પોતાના સવા લાખના હાર તેડયા ને ચંતને હસીને બાપા પાસ ઘસડી ગયાં, કે બાપા હમારા સવા લાખના હાર ચંતે તોડયા, તો હવે અમો શું પેહરે? ચંતે તરતજ પોતાના ગળામાંથી બે માળા કાઢી, તે દરેક સવા નવ નવ લાખની હતી. તેણે કલી ને મલી બંવેને તે નવાજીશ કરી!! મેધો તે માળા જોઇ વીસ્મય થયો. એ માળાના એવી તો કરામત હતી કે દીલ્હી શેહેરમાં તે નમુના થઇ પડયા!! આ કોતુકથી કલી ને મલી સંઘી બાબતમાં સદા સંપે વર્તનારીઓને ભરથાર પણ એકજ અને તે ચંત હોય તો કેમ? એમ ગન પ્રશ્ન થયા કરે, પણ કાંઇ નક્કી જવાબ ના વળે; કારણ બાપાએ પાદશાહને તેઓના વરરાજા તરીકે ઘણો આગળનો કબુલ રાખ્યાંછે, તે વચન કેમ મીથ્યા થાય!

કલી ને મલી પદ્મની હોયાથી મધ્ય રાત્રે સ્નાન કરતીયો. બાગમાં ચંદ્ર પ્રકાશી રહ્યોછે. અને વાવને મથાળે બને બેનો ન્હાઇ વસ્ત્ર પેઢોને નખરાં કરેછે; તેવામાં ચંત પ્રેમના ભાવે નીંદ્રા ન ભેટયાથી બાગમાં ફરવા નીકલેળો તે વાવને પેલે કાંઠે પીથે અઢેલી ઉભોછે. તે ચંદ્રને જોએછે. અને તે ઉપરથી પસાર થતાં વાદળાંને, અને તેથી વખતે વખતે ચંદ્રના અજવાળાંને બંધ થતાં બ્રોઠને પોતાના જન્મને તે સાથ સરખાવેછે. જમીન ઉપર પોતે એક ખુબસુરત ચંદ્ર થઇને બ્યોગના વાદળાંથી કેવો ઝાંખો થઇ રહ્યોછે, તે વાદળું ઘણુંથયું દમ પર દમ વધુ

કાળું ને બહુ ભારે પેહરાયલું ને ઉપર ફરીને તેને ઢાંકેછે, તે કાંએ દી આ વાદળાં માફક ફરી જઇને તેનું પોતાનું તેજ માન્વા દેશે? તેનો ભારે વીચાર કરતો તે બોલ્યો. "કલી કલી મલી અરે સુંદર પ્રેમરસ મોહીનીઓ તમો કેવાં સુખી છો કે માહરા વીલાપથી કેવળ બેખબરાં છો?"

આ સ્વર સાંભળતાંજ કલી મલીને કેહવાલાગી, બેન, ચંતનો અવાજ આવેછે. પેલે પારે પીથ કરી ટેકેલો જાંહાંછે તાંહાં ચંત છે. જોયે તે શું બોલેછ?

ચંત બોલ્યા, કે માહરા શોકનુ પુસ્તક તમોએ વાંચ્યું હતે તો હું કોણ છું તે તમો જાણી લેતે. માહરા શોકના તમો સંગાતી થઇને આંસુંથી આંખ્યો વેહતી કરતે, પણ પદમનીઓ તમો કેવળ અબળાજાતની છો. તમો બેબીસાત મારા જેવા બીસાતવાળા માનવનો ગમ સમજીને તે નવાજો, એ આશા માહસાગરે ભુલા પડેલાને ડુંગર પેદા કરવા જેવી છે. ઓ કામીનીઓ માહરી દરેક પળ તમારાં ધ્યાણ વના નથી, પણ તમારી દરેક પળ કેવળ ઠઠા મજાક ને જોબનના લાડ નખરાનો ઉપરભાવ કરવામાં ગુજરેછે. ઓ ચળકતા ચાંદા તું દરેક કાળી જગો પોતાની બેટ મોકળીને રૂપાનાં પાણી માફક સાફ ને રળીઆમણી બનાવેછે, પણ ચંતની આશાની કાલાશ ઉપર તહારી ચાંદની પડીને ફકત ઝલઝલુએ નથી થતું. ચાહુંછ કે ફકત બપૈયા માફક એકવારે ઝલઝલટ થાય તો તે પદમનીઓના જોવામાં કાંઇરણ આવે.

કલી ને મલી નીસ્વાસ નાખી તે આગળ દોડી ગયી. તેઓએ હસીને જવાર કર્યા. ચંત તને જવાર છે કલી ને મલીના. આ મધ્યરાતે આ વાવની પારે કેમ અટેલ્યાછો? ચંદ્રે તમારા વીલાપની કાલક મટાડીછે. આશાને ઝલકાવીછે, પણ તે વધુ કાળી ને ભયનકર કરવા ખાતર. અમોએ તમને સાંભળ્યાછે, અને જો અમારા હાથમાં તે બખશવાનું હતે તો આ વખતેજ તે તમને નવાજતે, પણ તેમ નથી. બાપાએ પાદશાહને વચન આલ્યોછે તેથી અમો તમારાં થનાર નથી, પણ સમજો તો બને તેમ છે. આપે પાદશાહનો જાન ઉધાર્યો છે. આપ ઉપર પાદશાહ બહુ મેહેરબાન રહેછે, તો અમોને તે પોતાના જનાનામાં લઇજાય, તે આગળ હામ બીડીને પાદશાહને આપનો પ્રેમ જણાવો. અમો અંતઃકરણથી તમોને ચાહીછેએ. તે નીશાનીમાં આ વીંટી લીયો. આ પાદશાહની આપેળી છે. તે જોતાંજ પાદશાહને કાંઇ સુદ્ધ આવશે કે આ અબળાઓ હાવરી હતે તો વીંટી બીજાને ન આપતે! જો કોઇ એવો અભાવ થતાં આપના અમો થૈશું; તો અમારો જન્મ સફલ જાણીશું.

વીંટી આપીને તેઓ બોલબોલતાં ગેપ થયી ગયાં! ચંત એખલો તે રતનોને જોઇ રેહ્યા. તે બે રતનો શું બલકે બે હજાર રતન કરતાં, કલી ને મલી એ બે રતન તેને મનસે અતી અમુલ્ય, પણ પતીવર્તનો ધર્મ મધ્યરાત્રે મરદપાસ ઉભું રહેવામાં કેવો હોય? માટે ચંતને સમજવાને કાંઇ મુશકેળ ના થયી પડ્યું. તે પ્રભાતકાલે પોતાના ઉતારાપર ગયો. હથ્યારબંદ થયીને પાદશાહપાસ જવાને તે મેઘા સોનીની આગ્ના માંગવા આવ્યો. તેને જોતાંજ કે મેઘાની નજર ઠરી રહી. કે આ કોઇ હળકો આસામી નથી, પણ જ્યાંહાંછે ત્યાંહાં કોઈ રાજબીજ જણાયછે. ચંત ઘોડેસ્વાર થયલો એવોતો જુહ્યો દીપી રેહ્યા હતો, કે મેઘાએ ઝત ઉઠીને તેને શલામ બજાવી. ચંત હશ્યો કે હું આપનો નોકર ચંત છું અને પાદશાહ પાસ કામે જવા ચાહુછું. મેઘાને બેવાર ચંતે ચેતાવ્યો; પણ મેઘાએ તેને ચંતની પદવીનો લાધો નહી. તેની રાજમુરતી દીપી નીકળી હતી. તેનો અશલ પોશાગ તેની અશલ નીશાન બતાવતો હતો.

પાદશાહ ને ચંતનો મેલાપ થયો. કચેરી ચંતનો ઠાઠ જોઇને જાંખી પડી. તેના સરસ હથ્યાર અને ઉંચ લોખનની કળીઓનું ગુંઠાયલું બેરતું અંગકવચ તથા મસ્તકે લોખન તોપ,

એથી તે કેવો જુદો હોવો જોઇયે, તે જણાઇ આવતો હતો. પાદશાહે તેને માન અકરાંમથી સીંહાસન પાસ બેસાડયો. રાજ્ય રૂઢી પ્રમાણે આવકાર કર્યો. ચંતે સત્કારથી બે પદ્મનીઓની વીંટી પાદશાહને આપી! પાદશાહના તે જોતાંજ ડોળા ચઢી ગયા. કળી ને મળી વીષે તે ખબરાનો. મસલતધામાં તે ચંત સાથ દાખલ થયો, કે એ જવાન આ વીંટીઓ તો કળી મળી બેનોને માહરી આપેલી હતી. ચંત બોલ્યો, તેઓએ આજુજીથી તે પાદશાહ ઉપર મોકળી છે. અને આ ત્રીજી આપે મને બક્ષેલી પણ પાછી લો. પાદશાહ બોલ્યો, એમ કેમ? ચંત બોલ્યો, જો આપ ઉપર મારો કઇ ઉપકાર થયોછે એમ આપ સમજતા હો તો તેનો બદલો કલી મલી પદ્મનીઓ બક્ષવામાં સમજો. તે બેનો પણ મને માહરા પ્રેમ સમાનના પ્રેમથી ચાહેછે. પાદશાહ બોલ્યો, કે તે કળી મળી વના હું જીવનાર નહી. ચંત બોલ્યો, આપને તાંહાં તો કળી મળી જેવી કઇંએ પડીછે તેમાં કળી મળી હોયો તો ભળ, એમ છે. પાદશાહ ચીંતાતુર થયો. તે બોલ્યો હું તને તે હાલ આપી શકતો નથી. ચંત પાદશાહને સાંભળી દીલગીર મોહ શલામ બજાવી ઘોડેસ્વાર થઇ નીશર્યો, કે "જલો જુવાની ને દુન્યાદારી કળી મળીમાં માહરું મોત છે." પાદશાહને મનમાં કેહવા લાગો કે "હું તો મરીશ, પણ તને કળી મળી કોંચીંત પચવા દેનાર નહી."

બપોરનો વખત થયો હતો અને મેઘો પોતાની પુત્રીઓ સંગાતે ચંતની વાર જોતો બેઠો હતો, કે તે આવે તો સાથ બપોરનું ભોજન લે. તેવામાં ચંતે નોકર લોકોને પોકાર્યા, અને પોતે ઘોડેથી ઉતરી મેઘાની હજુર આવ્યો. તેના મોહ ઉપર હીંગરોજ પ્રગટેલો હતો. તેના નેનમાં ખુનજ ઝળકતું હતું. તેના બદનમાં બળજ ખખલતું હતું. તેની રગોમાંથી લોહુના વેહવાનો ખનખનાટ આવતો હતો. રોમરોમ અનીઆળાં થઇને કસબની છીણ છીણ માફક ચળકતાં હતાં. તેની છાતી પ્રવત્ત ઉપરથી તપકટા ઝરા માફક ટપટપ ટપકટી હતી. લોખન અંગરખ કાઢ્યું. શીરોઇ ને ઢાલ ને બીર કામઠાં ખુને ફેંક્યાં. કલી મલીના ચાર નેન સામ પોતાના બે નેન ફેરવીને તે મેઘાના પગ ઉપર પડયો. ખમા ખમા માહરાજ આ તે શો ઢંગ, કહી કલી મલીએ ચંતને ઉઠાડયા. મેઘાએ માનપુર્વક ચંતને પુછ્યું. ચંતના મોહથી સબ્દ નીકળે નહી. માહકષ્ટીએ છેલે અંતે તે બોલ્યો, કે મેઘાશા મને આપની પુત્રીઓ સાથ પરણાવો. મેઘો ચંતનો ચેહરો ને કલી મલીની આતુર નીરખતી ચક્ષુ એથી પામ્યો કે પરસ્પર સ્નેહ ને પ્રેમ છે. પાદશાહ ને કલી મલી ને ચંત, દીસેછે કે ચારે કંઇ નવી જુનીમાં માહરી દેહ વીટાલશે ખરાં. તેટલામાં તો પાદશાહના શીપાઇઓ સાથ બે મેના મેઘાના મોહોલને દરવાજે આવી. આગેવાને મેઘાને પાદશાહનો કલી મલીને બોલાવ્યાનો ઇરાદો જણાવ્યો. ચંતે સાંભળતાંજ કકરાવીને એક લપડાક ઝારી કાઢો. શીપાઇઓ તલવાર લઇ ચંતપર ધસ્યા. ચંતે તેમની તલવાર ઝુંટી લઇ તે વડેજ તેમના માથાં કલી મલીના દરવાજે પોતાના પ્રેમ ઉપર વધાવ્યાં!!

દેવ્યાશરથી ફુલવંતીએ જ્યારે ચંતની દીલ્હીમાં રહ્યાની ખબર જાણી, ત્યારે તે દેત્યાશુરને લઇને પોતાનાં બેન બનેવીના રાજમાં ગઇ. પંએ ને મોખલદેએ તેઓનો સારો સત્કાર કર્યો. ફુલવંતી જીવતી છે તે ખબરે જેટલી મોખલદે પેહલાં હરખી હતી, તે કરતાં દસઘણી તેના મેલાપથી હરખી રહી, પણ દેત્યાશુરની ઠગબાજીથી તે સાથ ઊંચ મોહ હતી. ફુલવંતીએ મોખલદેને પોતાના સ્વામીપર નમ્ર થવા આગ્રહ કર્યો. પંએ પણ તેણીને એક મળતાં આવ્યાથી મોખલદેએ પોતાની ઠોટાઇ જરા કમતી કરી. દેત્યાશુરે ચંતની વાત કાઢી કહ્યું, કે તે દીલ્હીમાં કલી મલીના બાપને તાંહાં નોકર રહીને કાલ ગુમાવેછે, માટે મ્હારો એવો વીચાર છે, કે આપણે મોટી સેના સાથ દીલ્હીમાં દાખલ થૈયે. મેઘાને મનાવિયે, ને ચંતને કલી મલી

સંગાત લગ્ન કરા આપાએ. ઈન્શાપ્રથી ફુલવંતીની વોંટી ફેરવાએ, કે તેથી આ ઓરછાની જગતમાં કેહણી રહી જાય. પંખે દેત્યાશુરને ધ્યાણથી સાંભળ્યો. મોખલદેને દેવર ઉપર ઘણું વ્હાલ હતું, અને તેણીની તાલથી તે કલી મલી લેવા ગયલો, તેમાં બનવી સહાય કરવાના હેતુએ મોખલદે બેન બનેવી સાથ પંખને એક મળતાં થવાની જરૂર જણાવા લાગી. અંતે એક ભારી સેના લઇ પંખ ને દેત્યાશુર પોતાની અતી વ્હાલી પ્રેમડાઓ સાથ દીલ્હી ચાલ્યા.

આ ખબર દીલ્હીના પાદશાહાને જાશુસોએ કરી. તે વખતે ચંતથી તેના શીપાઇઓને તેનું અપમાન થયલું તે કચેરીમાં સાંભળતો હતો. તેનાં મોહનો રંગ ફીકો મારયો હતો. તેને પોતાના સેનાધીપતીને હોકમ કરયો, કે ફોજ લઈ કોટબાહેર નીશરે. દીલ્હી તળે ઉપર થયી રહી. એક તરફથી મેઘાના મોહોલ ઉપર પાદશાહની ફોજનો ઘેરો ચઢયો. અને બીજી તરફથી નવા આવતાં લશકર સામું તેનો સેનાધીપતી ફોજ સાથ ચાલ્યો. રણવાજીંત્ર ફુંકાયાં. નાણાવટીઓ ને વેપારીઓના મોહ ઉવાયાં. જખ્મારોનો દંકા વાગતો હોય એમ પ્રજા ધ્રુંજવા લાગી. પાદશાહ નાગી તલવાર સાથ મેઘાંના મોહલમાં પેઠો. ચંતે ઉઠીને શલામ કરી. કલી મલીએ રૂદન ભરેલાં મોહથી પાદશાહને કાલાવાલા કરયા. મેઘાએ પોતા તરફનું નીરદોષપણું કહી દેખાડાવ્યું. પાદશાહને પોતાના હરીફની જુવાની ઉપર મેહરબાની છુટી. તે બોલ્યો, 'ચંત તેં માહરું અપમાન કરયું.' 'ના પાદશાહ આપ જેટલું તે નથી.' 'શું?' 'ખરૂં કહુંછે કે આપે માહરો મર્મ જાણ્યા પછે જે કરયું છે તે રજપુત બચો સાંખે નહી.' 'તું કોણ છે'? 'હું કોણ છું તે જુદ્ધમાં જણાશે.' તેટલે સેનાધીપતીનો એક સ્વાર પેગાંમ લઇ પાદશાહની જનાબમાં દાખલ થયો. તે પેગાંમ ખાનગી હતો. અને આ વખતે પાદશાહે પોતે વાંચવા જોગ જાણ્યો, પણ વાંચી રહીને તે તરત તલવાર ફેંકી ચંત પાસ ગયો, કે જે બબ્બા ચંત રાઠોડ, રાજાધીરાજ પંખ રાઠોડના ભાઇ, તે તમોજ કે? ચંત પ્રસેવમાં ગરકાવ થયી રહ્યો. આ બારીક ટકે તે કેમ ઓળખાયો. તે જાણવાનો પ્રશ્ન પાદશાહને મુકવાને તેને દરૂસ્ત ભારયું નહી. પાદશાહે તેને બગળગીરી કરી કે આપણે દોસ્ત છેએ. આ દેખાવનો સાક્ષી જાશુસ સેનાધીપતી પાસ દોડયો, કે પાદશાહે રાજાધીરાજ પંખના ભાઇને બગળગીરી કરીને દોસ્ત કહ્યો! સેનાધીપતી ખુશ થયો. તેણે બંધે માહાન રાજાઓનો માન મરયાદા સહીત દીલ્હીમાં દાખલ કરવાનો આવકાર દીધો. તેટલામાં પાદશાહની પરવાનગી આવી પોંહોંચી. દીલ્હીનો ઘડી ઘડીએ રંગ બદલાવા લાગો. કોઇને વીશ્વાસ નહી કે બીજી પળે શું નીપજશે? પાદશાહના હોકમથી દીલ્હી દીપકોથી ઝળઝળ થયી રહીછે. ઉંટ ઉપર પાદશાહી નગારાં લાઠી વાંગતાં ચાલ્યાં છે. હાથી ઉપર ચંત રાઠોડ ને કલી મલી પદ્મનીઓ રતનજડીત અમારીમાં બીરાજમાંન છે. પાછળ મોતીની ઝાલરથી સજેલા હાથી ઉપર મોખલદે ને ફુલવંતી બને પદ્મની બેહેનો હાસ્ય કરતી દીપી રહીછે. જોનારાઓ કલી મલી મોખલદે ને ફુલવંતો ચારના સમાન રૂપ ને ચેહરા જોઇ ત્રાય ત્રાય થાયછે. ચંત પોતે વખતે વખતે ભુળેછે કે કલી મલી ને મોખલદે ફુલવંતો તે કયી? પણ જુદી બોલીઓ તથા પોશાગથીજ પરખાયછે. પાછળ પાદશાહની સ્વારીનો હાથી દેત્યાશુર ને પંખના ઘોડાના હણહણાટ સાથ ઝુલેછે. રાજવંસીઓ પોતપોતાની પદવી માફક તે લગ્ન મહીમામાં સામીલ થયાછે. દીલ્હી તે મેલાવડાથી ગાજી રહીછે. લોક કીડી માફક ઉભાયી ગયુંછે. પાદશાહે પોતાના મોહોલમાં તેઓની લગ્ન ક્રીયા કરાવી અમુલ્ય નજરાણાની ભેટ કરી. ફુલવંતી પછે બાહેર આવી. ચંતને ભાઇ માની લઇ રતનતીલક કરીને નજરાણું પેહાવ્યું. મોખલદે દેવરજી પાસે આવી. પ્રેમથી મલી કલી મલીને રતનોમાં પુરી દીધી. પંખે ભાઇને

રાજ એસ પેઢાળ્યો. દૈત્યાશુરે વીંટી કાહડી ચંતને પેહાવી, તો તે ચંતે પોતાની ઓળખી. દૈત્યાશુર બોલ્યો મારે તમને પેરામણી કરવા બદલે પેરામણી લેવીછે! આ વીંટી બદલે મલેલી વીંટી મને પેહાવો, તે માહરી સ્ત્રી ફુલવંતીની છે. ચંતે ફુલવંતી જીવતી છે તે ચોકશ તો હમણાજ જાણ્યું, માટે ખબરથી ખુશ થઈ તેણે વીંટી આપી, કે ફુલવંતી તે ઘડીથી દૈત્યાશુરની થયી. પાદશાહે કલી, મલી, ચંત, પંખ, દૈત્યાશુર, મોખલદે ને ફુલવંતી એઓને તેઓની સેના સાથ ધીલ્હીમાં થોડા દીવસ મજોમાં રેહવા માંગી લીધું. રેઅતને પણ તે મહીમાનો લાહવો મળ્યો. મેવો સોની ધીલ્હીમાં આજ સર્વેથી શ્રેષ્ટ થયો. પાદશાહના મેહેલથી તે છેક તેના મેહેલ તળગ તેના જમાઇની પેરામણી ચાલી. દૈત્યાશુરે તો ફુલવંતીને નામે કલી મલીને રત્નોના ભંડારેજ પેઢાવ્યા. સર્વમાં દૈત્યાશુરની લાયકીની અત્યંત તારીફ થવા લાગી.

પંત્યાળાના રાજાને પોતાની કુવરી ફુલવંતીની દાજ લાગી. તેણે જે ચાલ અજાણમાં ચલાવી હતી, તેનો બદલો આપવાના હેતુએ તે જીવેછે તે સાંભળતાંજ તે દેવનગર રાજમાં ગયો, પણ તાંહાંથી તેના ધીલ્હી જવાના સમાંચાર મળવાથી તે આ અવસરને ટાણે દીલ્હીમાં દાખલ થયો. કલી મલી મોખલદે ને ફુલવંતી ચારે પદમનીને એક સમાન રૂપસ્વરૂપ સુરતી જોઈ ફુલવંતી કેઇ તે ઓળખી શક્યો નહી. મોખલદે પોતાના બાપને જોતાંજ ઉઠી હજુરમાં નમી. પંખ ને દૈત્યાશુર અદબ બજાવી ઉભા. પાદશાહ ઓળખતો નહી, માટે પોતાને સીંહાસનેજ રહ્યો. ફુલવંતી પોતાના બાપ પાસ તરત જઇ પગે પડવાને તો આતુર, પણ હાંમ ચાલી નહી. મોખલદે પોતાના બાપ ને બેનના મન પામી. તેણીએ બાપને ફુલવંતી તરફ ઇસારત કરી, કે વૃદ્ધ પંત્યાળા રાજપથીરાજે તરત પોતાની અતી વ્હાળી ફુલવંતીને બગળમાં ડાબી, અને પોતાના કાર્યનો અતી પસ્તાવો જણાવી ક્ષમા ચાહી, કે ફુલવંતીની આખ્યો નવધારા વેહી રેહી. દૈત્યાશુરે પોતાની પ્રેમડાના આશુંઓ લોહ્યાં. પરસ્પર પ્રેમ જોતાંજ પંત્યાળાના રાજાને પોતાની ચાલનો વધુ ખેદ થયો. દૈત્યાશુર પાસે તેણે ક્ષમા માંગી તેને અંતઃકરણથી આસીરવાદ દઇ રહ્યો. ઘટીટ જવાબ વાળીને દૈત્યાશુરે પોતાનો ભાવ રાજા તરફ બતાવ્યો. ઘણા દી ઉમંગ ભોગવી ધીલ્હીપતીની રજા લઈ તે જાન રાય પંખરાજા રાઠોડના રાજ તરફ ચાલી.

જતી વેળાએ શોડલશા વાણીઓ જે ચંત રાઠોડનો દીલ્હી આવ્યા પછેનો મીત્ર, તેને ચંતે ન્યાલ કરયો. તેની વહુને રત્ન ગુંથેલ કંચુકી ને મોતન શાલુસાથના દેવર દાખલનાં કપડાં કરયા. ઘરેણું તો એટલું કરયું કે વાણીઆની વહુએ તેવું સ્વપનુંએ કોઇ દી જોએલું નહી. દીલ્હીપતીરાય જાનને બાર કોસ વળાવા ગયો. તે સ્નહે ભાવથી પાછો વળ્યો. ચંત આગળ ચાલતાં હરસટ ભવાનીના દેહડાંને માર્ગે જઇ લાગતાં તે મંડીરમાં પોતાની કલી મલી સાથ પુંજા કરી આવ્યો. કોટ કનોજમાં તે જાન દાખલ થતાંજ કે રાજાના હોકમની વાર જોવા ઠાને સંધી પ્રજાએ કોટને દીવેકોમાં શીગારયો. નવેસરથી ચંત રાજકુમાર ને કલી મલીના વીવાહ પંખના મોહોળમાં થયા. મંગલફેરા ફરયા પછે દેવરજી બોલ્યા, મોખલદે ભાભીજી હું કલી મલી પદમની લાવ્યો, તો કૃપાકરી આસીર્વાદ દીઓ કે આનંદથી જન્મસુધી સુખ પામું. હસ્ત મોહથી ભાભીજી વારી જઇને દેવરજીને મોતી, રત્ન, માણેક વગેરેથી વધાવી લઇ કલી મલી સાથ તેમને માટેના તૈઆર કરેલા રાજમોહોલમા વીદાય કરયો; 'કે દેવરજી આજથી શ્યાણા થઇને પદમનાઓ ભોગવજો.' કોટ કનોજની પ્રજાને આ વૈભવમાં માસ એકની છુટી પંખરાજાથી મળવે તથા સર્વ વેરા બક્ષીશ થવાથી તાંહાં એર રંગ રાગ મજો મચી હતી.*

---

* આ કથા મેં રાજવાડાની કથા પ્રગટકર્તા મીઠ જમશેદજી ફરામજીને તે ગ્રંથમાં દાખલ કરવા માંગવાથી આપી હતી. એ વીષે વધુ ખુલાશો પ્રસ્તાવનામાં જોવો. રજપૂત વીરરસ કથા કર્તા.



# માળવાનો માહ વીર રીશાળુ.

માળવા દેશનો માહ ચક્રવૃત્તી રાજા ભોજબળ પોતાને પુત્ર નહી હોવાથી સદા ઉદાશીમાં રેહી રાજથી બેદરકાર રેહતો હતો. તેની રાજદરબાર હીંદુસ્થાનમાં માહ બળવંત હોવા છતાં તે પોતાની નાવારસ હાલતના ખ્યાળમાં એકાંત જેવા રાજ્ય કારોબારથી વેગળા રેહી સમ કાલ ગુજારતો હતો. પુત્ર વનાની સ્થીતીથી તે ખેદયુક્ત હાલતે પોતાની અતી પ્રીય રાણી સાથ દીલગીરીનો સ્વાસ ખેંચેછે, તે ચંદાભાનુ રાણીથી તામાશ નહી થઇ ત્યારે તે બોળી "પ્રાણનાથ આ ચાલ રાજાધીરાજને છાજતી નથી. આજ નથી કાળ કીંવા કાળ નથી આવતે વર્ષ ઇશ્વર આપણને રાજપુત્ર આળશે. આવા માહાન ચક્રવૃત્તી રાજા થઇ, આ મોટા તખ્તના રખેવાળ થઇ, આ મારા જેવી ઉંચા કુલની સુંદરીના સ્વામી થઇ, આ ઢંગમાં ગીરફતાર રહો એ મને ગમતી વાત નથી. સંપતી ને સેના વા સમાન એકનો પળો તજી દઇ બીજાને પળે પડેછે. આજ રાજપાત છે કાળ નથી. આજ આ જોબન ને જોર છે કાળ તેનો સ્વપ્નો પણ છે. ઉદાશી મરદને હોયજ કેમ? સ્ત્રીઓને ઉદાશી વાહળી હોયછે." રાજા પોતાની વાહળી રાણી તરફ લગાર જોઇ રહ્યા પછે ઉદાશીમાંજ બોળવા લાગો "ઓ મારી લોચન ચંદા તને મારા મનની હાલત ખબર નથી. અરે સ્ત્રી તેં મને તારા સબ્દથી રહુનો કરયો. અરે આ મોટું માલવાનું બળવાન રાજ્ય, અરે આ ગોએલનો મોટો સૂરો વંસ, અરે આ હું ગુણવાન શૂર ભોજબળ એક પુત્ર વના શું છે? સ્ત્રી તને બુદ્ધી સમજાવવી, અને મારી સંગ ઢગઢગતી જવાળામાં બાળી ભષ્મ કરવી બરાબર છે. ના મારા શોકમા મને સળગી મશાળ થઇ રેહવા દે. શું મારી શી પેહેડી તલગ ઉતરેલાં રાજ્યના વારસ માટે માહરે ખ્યાળ કરવો ન જોઇએ? અરે ભોલી ભાળીની તેં જો લગાર પણ વીચાર કરયો હતે તો મારા મનની સ્થીતીના સ્વરૂપને જોતે. અરે મારી વાહળી પતીવર્તા ચંદા જો મારા રાજની ગાદી મારી આ નેહેસ છબી સાથ મશાનમાં જળી જાય તો પછે હું મારા કુળમાં મારું કુળ ડુબાડનારો કાળ પ્રગટયો નથી એમ કોણ ના કેહશે? આ મારું હરતું મોતીનું છત્ર, આ મારી જાતખંદ વટાવમાં જાય એટલી સંપતી, મારી ગાદીના વારસ વના જોગીની ચલમ જેટલું પણ મુળ પામે એ શક છે. વારસ વનાનો આ તખ્ત ને રાજકાજનો મહીમા કેવળ કાળો અગોર ગાર છે, જેમાં હું પળેપળ હાયદાય કરી તવળુછું. અરે હું જ્યારે આ પીંડ છોડી જાઉં ત્યારે હું આ મોટા દરજ્જા ઉપર છતાં કોણથી અગ્ની પામીશ? અરે મારી ચંદ્ર સમ ચંદાભાનું તું એટલી રૂપાળી છે કે તું મારા મોહોળમાં આવ્યા પછે મેં કોઇ વખત રાત્રીનું રૂપ પ્રગટ થયલું જાણ્યું નથી, છતાં મારા મનમાં તેં કોઇ વખત મારી ઉમેદનો દીવસ પ્રગટ કરયો નથી. તારા આવ્યા પછે મારા

મનમાંનો ઉબાશ તેં સહન કરી લઇ તે એવોતો ખ્યામનો અંધારો કાળો ગુફા બનાવ્યોછે કે તેમાંથી દરેક વેળા ઉદાશીના નીસાસા ને નીરાશીની ચમકો પ્રકાશેછે !" રાણી બોળી એ ચાંદના ફીરતીમાન રજપુત રાજા ધીર ખમો, ઇશ્વર ભજો, તમારા મનનો આંક સફળ થાય તે માટે સદાવર્ત ચાલુ કરો. રાજનીતી દાનધર્મ દયાથી ચાલુ રાખો, અને રાત્ર મન ઇચ્છા પરીપુર્ણ કરવાના ઇરાદાથી હરીના કીર્તનમાં મશગુળ રેહો. આજથી હું મનવર્ત લઉછું; ગીરી ઉપર અગ્ની કુંદ રચાઉછું, અને ત્યાંહાં અગ્નીમાં બેસી ઇશ્વર ધ્યાણમાં એવી ગરક જાઉછું કે ઇશ્વરને જોયે તો મને ભષ્મ કરે કે જોયે તો મારા શૂરવીર સ્વામીના મનનો ઉમંગ પુર્ણ થાય.

માહરાજે ભોજબળ ચંદા ભાનું પતીવર્તાના કહા પ્રમાણે વરત લેવાની વાત પ્રધાનને કહી રાજપાત તેને સોંપી પોતે ગીરી ઉપર રાત્ર દીવસ પુત્રની ઇચ્છા પકડી હરીસ્મરણમાં ગુંઠાયો, અને ચંદ્રભાનુએ વાઘણના દુધથી પોતાને વદન સ્નાન કરી કનકપત્રીની પોતાને અંગ બેસ્વી ગરદનથી તે છેક પાટળી તલગ નખસીખ ઘડાવેલી પેરણી પેઠી ચંદનના રચાવેલા અગ્ની-કુંદમાં પ્રવેશ કરયો !

માંસ ભષ્મ થઇ રાખોતી થયા પછે એક સુંદર સુગંધી વ્યાપી; પછે ઝાંખી ચંદણી સમાન એક સ્વરૂપ હવામાંએ ઠરીને આત્મારૂપદેવી નીંદાંશપણાનો પાઠ ભજતી હોય એવો તેજથી છાંયો પ્રગટયો. સરોવરમાં ખીલેળાં કમલ સમાન તે અગ્નીમાં ભાનુવંતી ખીળી રેહી. નીંદ્રા તાંહાં તાબેદારીના શ્વાસ ખેંચી તે એકાગ્રહ ચીત પતિવર્ત છાયાંને જોઇ રેહી. બેભાન તે સતી, જાણે શ્રી સત પ્રાણ અમુળ્યતા સોભી રેહી એટલામાં જીવ હવામાં ધુમતો જાણે મધુકર તે મધુમાં આવી ભરાયો હોય એવી વીચીત્ર ઉદાસીન ઉત્પન્તા ખ્યાળના સ્વચ્છ રાનમાં ચોવ ખેંચાઇ તે અગ્ની થંડી પડી કે મધ્યરેની પછેનો મધુરો ઠાર મોતીના વધાવાથી તે ભસ્મ થયલી ચંદા ભાનુ ઉપર વરસ્યો. જાણે ઇશ્વરની કોઇ અદભૂત શક્તી તે મોતીના વરસાતમાં તે થંડી ભસ્મ ઉપર પડી ને નવો અવતાર થઇ ચંદા ભાનુ ચંદ્ર સમ વદન તેજ મારતી તે પ્રસંગે પ્રકાશી ઉઠી. ચાલીસ દીવસ એ ફીરયામાં પોતાનું વદન તે અગ્નીને ભક્ષ દઇ તે કેવળ કપૂર સમ કોમળ કમળજ બની ગયો. ટલવળતી તે રાત્ર તે કોયળાનો સેજ ઉપર એક જીનું વસ્ત્ર વદનપર ખેંચી વેરાગણ સમ પડી હતી, તેટલાં તેની પલકોમાં પલક લાગી જઇ તેની આંખ્યો નીંદ્રાના નીસામાં ગુમ બની. એક નુરાનીનો ગોળો તેની ચક્ષુમાં આવ્યો તે વેદશાસ્ત્ર સમ શ્લોકમાં બદળાઇ જઇ ઇચ્છા વાની વંચાવતો ચંદા ભાનુને ઇચ્છીત બક્ષીશ દેતો ગુપ્ત અંધકારમાં ડુબ્યો. ભોજની સુંદર પટરાણી એક પળક ના ગયી કે જાગી ઉઠી ને પોતાને રાજમોહોલ પધારી. માહરાજા ધ્ળ ને પાતરાંનો સંહાર કરતા હતા તાંહાં જઇ તે શરદ રાત્રીના પુર્ણચંદ્ર કળાભરેલાં સ્વરૂપે બોળી, સ્વામીરાજ તે સૃષ્ટી રક્ષકે આપણી ઇચ્છા પુર્યાછે અને સ્વપ્ન શ્લોકમાં વંચાવ્યુંછે કે એક પૃથ્વી પાળક સ્તાન થશે જે શૂરવીર રણક્ષેત્ર વીજયી કેહવાયી સુર્યવંસી ગાદીનો માલક એ આણ વર્તાવશે, પણ તે પુર્ણ શૃગાર પુત્ર બાર વર્ષ સુધી સુર્ય કે ચંદ્ર દેખે નહી એ વરદાન થયુંછે. વેરાગી જેવો બની રહેલો માહ પરાક્રમી ભોજબળ સુર્ય સમ તેજ ને અજવાળું પાડીને પોતાની પ્રેમડાને પ્રેમથી આલીગણ કરી તત્કાળ ઉઠયો. આ પછે પૂરી મુદત થયે એક તેજ કોમળ સ્વરૂપ પણ વજ્ર હ્રદયવાળો બળવાન પુત્ર પ્રસ્ત્ર થયો. તે ચંદ્રમૂખ વજ્રવદન પુત્રને લેઇ પતિવર્તા ચંદા ભાનૂવંતી ભોંયરામાં રેહી. તે ભોયરામાં ભીમસેન જેવો ઉધરી અરજૂન જેવો સર્વ કળા ચાતૂરય ને રણશુર દીપી નીકળ્યો. માતા હર્ષ ભેર ને કોઠી કોઠી ભાવથી પૂત્રને પૃથ્વી પ્રસન થાય એવી કેલવણી દેતી અગ્યાર વર્ષ તલગ તે

ભોંયરામાં સંગાતે રેહી. એક દીવસ દશેરાની પ્રભાતે અશ્વો પુષ્પોના હાર પેહેરી રાજાની ઘોડશાળામાંથી જેમ ઇંદ્રની સભામાંથી રંભાઓ ગાનતાન કરી શૃંગાર પૂર વદાય થાય તેમ માહારાજની દ્રષ્ટીએ પાડવાને બાહેર કાઢયાછે. ઘોડાશાળાનો વડો એક વૃદ્ધ બ્રાહ્મણને શ્લોકો બોલાવતો આગળ ચલાવેછે. માર્ગ ચંદન ચેહના ઉજ્યાળાં જેવો સફાઈદાર ચળકી રેહ્યોછે. ઉત્સવ હર્ષભેર મંદીરમાં પોતાનું ડોકયું આકાશથી બાહેર એંચતો નીચે ઉતરી પડવાનો લાગ જોઇ તઇઆર થયોછે. આનંદ જ્યાંહાં ત્યાંહાં સુંદરીઓના હૈડાંમાં ઉછાળા કરી આવતી વેળાનો લાહવો લેવાને તલપ્યોછે. જગે જગે પ્રેમના પ્રભાત્ત કામીનીઓ ઉશકેરાઇ ઉશકેરાઇ કમળ સમ હથેલીથી શૂરના આવભાવમાં નચાવી કોમળ કમરથી લચકી લચકી લાડ કરેછે. નાના પ્રકારના રંગ ને ઠાઠમાઠ મનને આશામાં આડા અવળા ભૂલાવી દેઇ સોભાયમાન છોકમાં છકાવેછે. તે વખતે નોબતોએ તે રંગ ને પધરામણીના સુકનમાં ભેરવને શૂરના દબદબા ને તાજના નજરાણા સાથ સામે મોકલ્યોછે, તે સાંભળતાંજ માલવાની પટરાણી ચંદા ભાનુવંતીનું ભવિષ્ય ફરયું. તે સુંદરી તે આનંદમાં સ્વપ્ન ભૂલી. તરત ભોંયરાંથી ઉઠીને પોતાના પતિને તે આશિર્વાદ દેવાને બાહેર આવી. તે રાજાના તખ્ત [illegible] અને રાજા સામેથી આવતો જોઇ હર્ષભેર ભેટી પડી. રાજા બહુ હર્ષ પામી બોલ્યા, કેમ મ્હારી પ્રાણ સમાન અર્ધાંગના વર્તની મુદત પુરી થયી? બાપુડી ચંદભાનુને ભાન રહી નહી. તે સમજી કે વર્તની મુદત બાર વર્ષની તે પુરીજ થયી તેથી બોળી. હા. સ્વામીજી. રાજા બોલ્યા કે ત્યારે પુત્ર ક્યાંહાં છે? રાણી બોળી તે તો ભોંયરામાં ઉંગેછે. પછે મુદતે ભેળાં થયલાં રાજારાણી દશેરાના સકુનમાં સાથ ગંજીફો રમવાને બેઠાં. ગાદી ઉપર તે જેમ હરણ્યમાં રામ ને સીતા સોભતા તેમ સોભી રેહ્યાં. આ સમે સૂર્યોદય થતાંજ કીર્ણ માહ તેજસ્વી શૃષ્ટીને દીપાયમાન કરી રૈયતને રીજવતો આકાશનો શૃંગાર બન્યો. શીતારાના જવાહીરો આકાશના અંધેર પીછોરા સમાન ગર્લાચા ઉપરથી ગૂમ થયાં. વીશાળ જગત તેજના માહશાગર સમ બની રેહ્યું. તે વખતે ભોંયરામાં રાજપુત્ર જાગી ઉઠયો તે પોતાની માતાને જોયા વના બહાર ભળો તેની ખોળ કરતો ભોંયરાંથી બાહેર નીશરો કે તેની અચરતીનો પાર રેહ્યો નહી. આકાસ તે ઉપરના ઝળઝળાટ કરતા સુર્યના તેજે જેમ માહસાગર નીરમળ નીરે ભરપૂર વહે તેમ ચમત્કાર જોઇ તે થોડી વેળા તપી ગયો. તે સુર્ય જોઇ મનમાં બોલ્યો અરે મારી ખેળવાની રત્ન લખોટીઓ ને દડીઓ ઠાને આ તો બહુ મોટી ને ઝલેહવાળી છે! તે મોહોળનું વીશાળ દીવાનખાનું ને તખ્ત ને સભા બેઠક જોઇ જે અચરતી પામ્યો તેનો પાર હનો નહી. પોતાને ઉતમ કેલવણી મળી હતી અને તે રાજપુત્ર પોતાની ગ્યાની માતાથી શાસ્ત્રના બાકટ પાઠ પઢયો હતો. તે શૃષ્ટી ને આકાસ ને બ્રહ્મા, શીવ ને વીશ્નુ ને બ્રહ્માંડનુ એજ ગ્યાન પામ્યો હતો, છતાં તેની બાળબુદ્ધી તે મહીમા જોઇ વીશ્મય થયી. તેનું અંતઃકરણ આ નવીન ફૂરફારના આનંદથી એટલું તો રીજી ગયું કે તે મા, વાહળી મા એ સ્વર ગજાવતો જાણે કોઇ ભુળો પડેલો પક્ષી ડાળે ડાળ પોતાના માળાને જોતો જાય તેમ બન્યોછે. તેનું આખું વદન માતાના વ્યોગે વળ ખાતું કેવળ સુદ્ધ પ્રેમથી ભરપુર છે. તે આ નવા ફુરફારથી દરેક વસ્તુ ઉપર લોભાઇ લોભાઇ દીલ ગુમાવેછે પણ માતાના સ્વરૂપને ભરજોરમાં સંભારેછે. સ્વચ્છ રાજપુત્ર તેટલાં દરબારમાં દાખલ થયો તો તાંહાં પોતાની માતાને હસતી ને રમતી જોઇ તે એવોતો ઓચીંતો આલીંગણ કરતો બાહાજી પડયો કે માહરાજા તે જોતાંજ શીરોઇ ઇ ઉઠયો કે આ ભરજવાન પુરૂષ કોણ કનિષ્ટ માનવી છે કે માહરી પતિવર્તા પટરાણીને પ્રેમનો જુસો પાયેછે? પણ તેટલાંજ સુંદર ચંદા ભાનુવંતી પોતાના પતિને દેખાડી બોળી

એ બળવાન પુત્ર આ ઇંદ્ર સમાન તાહરા બાપા માહરાજા ભોજબળને ચરણે પડ ને સંપૂર્ણ પ્રેમનો સરોપાવ દેઇ આનંદ ભેટ કર. માહરાજા આ સાંભળી એવો યુવાન પુત્ર જોઇ છક થઇ ગયો. રાજકુંવર પોતાના બાપાને ઇંદ્રસમ તેજશ્વી જોઇ માતાના હોકમ પ્રમાણે ચરણે પડયો. પીતાએ પુત્રને રીસાળુ ગોપલ નામે ઉચકી હૈયામાં સમાવ્યો. આ બનાવનો આનંદ શેહેર ને કીલામાં વાયુ સમ ફેલાયો. એક બાજુથી માહરાજાની આખી સેનાએ એ વેળા મેદાનમાં નીકળી ઓત્સવ સમાન પોતાની ચતુરાઇ ને કળાના દાવપેજ દેખાડયા. મંડળેશ્વરોએ મોટી કીમતના નજરાણા લેઇ માહરાજાને તે આનંદનો જય ને આશીર્વાદ દીધો. રાજદરબારમાં આનંદ ને હરખની હો હા મચી રહી. બાધૂર જણોએ પ્રતિષ્ઠા ને પ્રેમ દાખવવા રાજપુત્રને સરોપાવ ને ઝવેરાતો મોકળી આપ્યાં. સુસ્તી દુર થઇ આખું માળવા દેશ જાગૃત થયું. રાજ્ય તેજ પ્રકાશી રાજકુંવર પોતાના બળવાન પીતા સંગ વૃદ્ધ ને શ્યાણા રાજખટપટીઓ સાથે તે શ્રેષ્ઠ દસેરા દીવસના ધમધોકાર થતાં દાનકર્મના કામમાં શામેલ થયો. પૂણ્યની થતી વૃસ્તીમાં તે ચંદ્રમૂખ રીસાળુએ કનક ને સોનાના દાનથી અમર યશ મેળવ્યો. રત્નાગર શાગરને કીનારે ઉભો કનકનુ નારીયળ ને કેસર આદીના પુષ્પો અરપણ કરી તે મોટી સ્વારી સાથ રાજમોહોળમાં માતાના ભારી ઉમેદ ભેર થતા વધાવામાં દાખલ થયો. આ રાત્ર ધારા નગરી દીપકોના ઝળઝળાટ ફેંકતા બાગોના ફુવારાથી જાણે ઉમંગનું ઇંદ્રાસનજ હતું. રૈયત પોતાના માહરાજાના ઉમંગને દેવાલય ને દેવીઓના ચરણ ઉપર આશીર્વાદ સાથ પડીને અમરતા માંગતા હતા. ભાટ ને ચારણોના કવિતોના શૂરવીર પોકારો, માગણના હરખાયલાં હૈડાંના દુહાઓ, બ્રહ્મણોના વેદાંતી શ્લોકો ને વીદ્વાનોના અલંકારોથી તે ઓત્સવ તે બળવાન રાજ્યનો અમર જય ફેલાવતો હોય એવો અજવાળું દેતો રળિયામણો ખીલ્યો હતો. આ અવસરે નાયકણીઓ મધુરાં રાગ શાસ્ત્રના કોઇ પુત્ર કે પુત્રીના આવભાવ કરી જુવાનીના જુસાનું અગ્ની હવણ કરતી હતીયો. મધુ મોરલી દેવાલયમાં કોઇ નાયક બની અઠંગ તાનથી ગુમાવી દેઇ નાયકાની શુદ્ધી ચહણ કરી આ રંગને વધુ તેજ દેતો હતો. એ ઠાઠભરી ધારાનગરી પ્રેમ ને શૂરના ભિલભિલ ગરબરાટમાં મસ્ત હતી, પણ વર્ષ એક બાકી રેહી ગયાથી રીસાળુ ગોપલને તે ભાવ દેતી હતી નહી. દરબાર માળવાના બળ્યા રાજપુત્રને દેખી આનંદમાં ખીરાજી હતી. માહરાજા આકાસ ઉપર સોભાયમાણ સૂર્ય કાણી તે દરબારમાં તેજશ્વી પ્રકાશી રેહ્યા. લડાઇમાં જીત ને જસ પામેલા યુદ્ધાઓ ભારી ટેક ને શુરાતનથી પોતાની પદવીએ બીરાજેલા હતા. રજપૂતો, જીવને માન ઉપર કુરબાન કરનારા પોતાની શીરોઇની મુઠ ઉપર કર મેળી જયાંહાં ત્યાંહાં ઉભા હતા. શુરા મંડળેશ્વરો આદરસત્કારથી મૃગટ મેલેળા જમની ને ડાબી બાજુ બીરાજ્યા હતા. ભાટ ને રામાયણના ગગરાવનારાઓ મધ્ય રેહી મન માયા મન ચાહી ગજાવતા હતા. ચારણો સિંહ-રૂપ ભોજબળના દાદાઓના દીવસની કંકોત્રી જાણે ભિંપુરી ફુકાયા સમ ઢપે બોળતા હતા. શાસ્ત્રીઓ શ્લોક કેહી તે રૂડી અવસર માલવાને ફળવા આસિર્વાદ કેહતા હતા. ક્ષત્રી ક્ષત્રીને જોઇ તે પ્રતાપવાન ગાદી ને છત્રને જીવ નજર કરતા હતા. પરાક્રમી ને શૂરવિરોના વંશ તે છત્રપતી ઉપર પૂર આવભાવ દેખાડી મગન હતા. માહરાજા ને માળવા જાણે કોઇ પીયાને પ્રેમડા હોય એ રૂપ પ્રકાશે તે રાજ્યદરબાર દીસતી હતી, પ્રજા જયાંહાં ત્યાંહાં તે દરબાર આજુ બાજુ આવી ઠસી ઉભી હતી. તે વેળા ભોજ માહ આનંદમાં ગરક ગયો હતો. એક તો માહાન ઓત્સવ, બીજું તો કંઇક વર્ષોએ પટરાણીનો મેલાપ અને ત્રીજું તો પોતાના બળ્યા કુળના બળવાન પુત્રનો નેણમેળો એથી તે સૂર્યવંસી મુગટધારી માહરાજાએ અપરમપાર હરખમાં આવી

રાજ્ય જોશીને બોલાવી રાજપુત્રના લગ્ન માટે કંકોત્રી ગોરને આપી દેશાવરમાં કોઇ અગમ સ્વરૂપવાન દેવી સમાન રાજકન્યાની શોધમાં મોકલવાનું મૂર્ત જોવાડ્યું. હરખના આવેશમાં ચોકાર થયેલા માહરાજાએ તે અવસરેજ પોતાના રાજ્યગોરને પૃથ્વી ઉપર પદ્મણી સોધવાને વીદાય કર્યો.

શ્રીપાટણમાં શાળીવહાણનું માહ બળવાંન રાજ્ય હતું, તે માહરાજાને એક પુત્રી ધારૂ પદમણી નામની ચંદ્ર પ્રકાશમાંથી કોરી કાઢેલીજ કેવળ ચંદ્ર વદન હતી. તે સુંદરીના ભુવાં ક્રોધાયમાન થયલી કાળી નાગણની ફેંણ જેવાં વાંકા ધનુષ્યાકાર ઘેરાયલાં કાળા વાદળ સમ પ્રગટતું સ્વરૂપ હતું. તે પદમણીની ચક્ષૂં કાળી પુતળીની માહે પ્રકાશીળા રત્ન તારાથી કેવળ સુક્રનો તારો સમ્પૂર્ણ સ્વરૂપ પ્રકાસમાન થઇ પ્રેમના ચાતુર્ય ને ચાળાની વીજળીજ હતી. પળકણની કોર કેવળ કાળાં મનિશ્વરરૂપી રત્નકણીની ઝળર ટીંગાયી હતી. ગાળ સુગંધી બસંતની નવ પળવ પુષ્પ સમ ખીળો મોહીનીનો અમૃત કંદ બન્યો હતો. નાશીકા કોમળ કમળની કળી સમ મોતન નહણી શૃંગારમાંહી પ્રફુલીત મોહીનીજ હતી. તે પુર્ણ પદમણીનું ભાળ કેવળ સૂર્ય-નારાયણના કીર્ણોના સ્માગમે બનેલા અમુલ્ય અલૌકિક પારસપાણ હોયની એ અદભુતા ને રચના દીપાવતું. તે સ્વચ્છ કિર્ણાદીક ભાળ લાડીપર માણકનો તીલક તે સુદ્ધ કિર્ણાવતાર ચાંદીના સપાત તખતા ઉપર લાલ હીંગોળ ગોળાકાર ચંદ્રજ પ્રગટયો. તે સુંદરીના અદ્દર અધીક લાલના દાંડી સમ પ્રકાશ દેતા મુક્તા સમ દંતુશ્રિસી એવીતો વિચિત્ર અળંકાર સ્વરૂપ સોભતું હતું કે તે માંહે અનમોળ લાલની વીજળીરૂપી વાચ્છા બોળતી જીભરૂપી મેના કૈળાસે ઇંદ્રાસન માંહે ભૈરવી રાગણી સ્વરૂપ સમ આનંદ પામી રેહી હતી. આ ધારૂ પદમણી જ્યારે જરા પત કર લંબાવતી ચાળી જતી ત્યારે તે સાલુરી ઝપક વીજળી પ્રગટી અરૂણે પૃથ્વીનું દ્વાર ખોલ્યા સમ ઉજ્યાળું પાડી રેહતું હતું. જ્યારે તે પોતાના નેણા ખોળી અદ્દર હસતા જેવાથી ન્યાળતી ત્યારે તે જોઇ કામદેવની રતિ પોતાના પ્રાણનાથ માટે સંસપી થઇ ઇર્ષા સમ સ્વરૂપ થઇ રીસાળ દાખવતી. જ્યારે તે ડાબા જમની પોતાની રત્ન હંસ ડોક હીળવી ચેહેરાને ચમકાવતી ત્યારે ચંદ્ર તો ફીકીજ મારી જતી. શૂક્ર તારો તો તેની પુટળોના કીર્ણથી લજીત થતો તેજરહિત બીંદુ હોય એવો ઉજળ ઝક મારી જતો. કમળ તે સૂંદરીની નાસીકાથી તુર્ત સરોવરમાં ગરી જતી. આ રાધા સમ ધારૂ પદમણી શૂરા ચક્રવૃતી માહરાજા શાળીવહાણની એકની એક દેવાંગ પુત્રી આપ્પા અહ્લાદમાં મોહીની દેવી નામે આચકારા હતી. આ બળવાન શાળી-વહાણની રાજ્યધાણીમાં માળવાનો રાજ્યગોર કેટલાએક ચમત્કારીક રાજમે ફરી વળતો બસંત રૂતુમાં આવી ઉતરયો. તે શેહેર ફુરસતે જોતો તાંહાંના શુરા ક્ષત્રીઓના શ્રેષ્ઠ ચેહરા ને સુદ્ધ ઝળતી પાષાણ બાજૂઓથી તે પાટણનો વાહાળ પામવા લાગો. તાંહાંની વીજળી સમ ઝળક ઝળક થતી સ્ત્રીઓની વાએ હીળતી આબમોર સમ ફરતી ચક્ષુ જોતાંજ સુંદરતાની કીર્તિના શ્લોકથી લેહેરી થઇને તે ધોરી માર્ગે ફરેછે તેટલાંજ એક અપસરા સમાન દેવીરૂપ કનકમાંહે જડેલી રત્નમેનામાં આજુબાજુ હથ્યાર બીડેલા શુરાઓથી ચોકી પેહેરામાંહે આકાસે દેવતાના વીમાન સમાન ત્યાંહાંથી થઇ જાયછે. પ્રજા શેવા ને પ્રેમ ભાવથી ગુપચુપ માથું છેક નીચું વાળી નમી બાજુ થઇ જાયછે. નાગી શીરોઇ સૂર્ય તેજ ગ્રહન કરી કેવળ દૃષ્ટને કષ્ટ સમ ધુંજાવી ભાંયપર નાખતી ઘૈર્યતા છે. શુરાઓની આંખ્યો રૂધીરના અમુલ્ય દાના સમ પ્રકાશતી ચારે તરફ અતીયંત ચોકસીથી રક્ષણ રાખેછે. માળવાનો રાજ્યગોર આ અદભુત જોઇ આશ્ચર્ય થઇ સ્તબ્ધ એક બાજુ ઉભો હતો. તે મેના જોઇ પોતાની પટરાણીની મેના ને સ્વારીનો ખ્યાળ મનમાં સંભારતો સંપુર્ણ શંગાર તે પાટણની મોહીની સ્વારીનો છાપ જોતો હતો.

તેટલાં કાળુ અઘોર વાદળુ ખસી ચંદ્ર પુરણુ કળા તેજ પ્રકાશથી નીકળી રેહ તેમ તે રત્ન મેનાનો મોતીનો પરદો બજાર અબ્રકઆળા વાએ ખસેડવાથી પાટણની પુનમ ચંદ્ર સમ ધારૂ પદમણી પુર તેજ પ્રકાશીને એક તળકમાં ફરી પરદો પાછો પડતાં ઘનઘોર ધુમર થયું. રાજ્યગોર આ સ્વરૂપ જોઈ તત્કાળ ચેત્યો કે બ્રહ્માએ મને માહરા રાજપુત્રની જોડી દેખાડી. આજ કઈ માસ થયા મને મારી મુસાફરી સઘળું આ જગત ઉથળ પાથળ કરાવતાં નીરાશ રાખી આનંદ માની લેતી હતી તેમાંહે હાલ મને શો હેતુ ગુપ્ત હતો તે જણાયોછે. ભાગ્ય નીર્માન થયલી જોડ વના બીજો મેલો ગમે એવા કષ્ટ એ'ચતા બનતો નથી એ ચોકશ જાણવાનો મારો અનુભવ જે લાંબી મુદત જતાં જરા તરા લહરયો હતો; તે દૃઢ ને પુખ્ત પાકો થયોછે. મને આ ચોકશ અનુભવ મળ્યોછે કે ભાગ્ય વના કોઈ નર કોડી પામતો નથી તો દેવી સમાન માણીની થી રીતે પામશે ? અરે સર્વ જાણતા ઈશ્વર ત્હારી બલિહારી એક ને અમૃત બંધન છે. છાંયડો ના દેતાં તડકો દીધેછે તે મર્મ તું પોતેજ એક પુર્ણું ભાવ સમજેછે. અલ્પ બુદ્ધી માનવી જરીક જરીકમાં બરબડી મરનારો ત્હારી સમપુર્ણું શક્તી ને માયા કોઈપણ બુદ્ધી બળે જવ માલ પામે એ તો ઠાળો ગર્વજ.

આ પ્રમાણે તે માળવા દેશનો રાજ્યગોર પોતાના મનમાં ખ્યિઆળ કરતો શાલીવહાણના મીલાપનો તોર રચતો આગલ ચાલ્યો. સપેત સંગેમરમરના અઠંગ તલાવ વચે ચાર સુઘ ચાંદીના થામ ઉપર બળિયા શાલીવાહાણની રાજદરબારનો મોહોલ ઉભેલો સુર્ય તેજમાં તેજ પાણી પાયલી તલવાર મીશાળે ચકચકીત થતો જોઈ ઘડીભર તે રાજ્યગોર બ્રહ્મદેવસ્થાન સમ જી સ્તબ્ધજ ઉભો રેહ્યો. શોભીતી તે રાજદરબારની ઈમારત છત્રલોકા સુનેરી ગુમ્બજથી જાણે કોઈ તીખા લોખનનો ગઢ સનુને તરાસ પમાડતો હોય એવી સોભા મારતી હતી. જ્યાંહાં ત્યાંહાં લશકરની તુકડીઓ શસ્ત્રી ધરી ચોકી કરવામાં રોકાયલી જોઈ ગોર પ્રતાપવાન શાલીવાહાણ સારૂ વીસ્મય થયો. દરવાજા આગલ એક હાથી જવાહેર મેડેલી ખાળી અમારી મેલળો આકરા સ્વભાવના માવતના ફકડેલા ડોળાથી ઠરી ઉભો હતો. તેના મસ્તક ઉપર મોતીની કલગીર લાલ રંગના માણેકોમાં ઝિલઝિલ ઝળઝળ થતી હતી. તે પાસ એક શૂરા રણધીર સમ પતલીઆ બાંધાનો મુગટધારી રંગીન મૃર્ગછાળાના શીકારી પોશાકમાં એક સાદા માનવી સમ ઉભો હતો. જે પાસ દુર દુર શીમંતો ને પ્રધાનો વાંકા વળી કાંઈ કાંઈ બોલતા કર જોડી અરજદારો સમાન આશાભેર મોહ કરી રેહ્યા હતા. તે સાડા છ કરતાં પણ કાંઈક વધે એટલા ફીટનો ઉંચો અલૌકિક બળ ને શૂરનો તેજસ્વી પણ સાદો રજપૂત તે હાથી ઉપર ચઢવા જાયછે, તેટલાં તાંહાં તેને માળવાના રાજ્યગોરે આવી જવાર કર્યા અને શ્લોક ને દુવાના આશિર્વાદમાં વધાવ્યો. તે અંતે બોલ્યો કે માળવાના માહ રાજ્યના શૂરા છત્રપતિ માહરાજ ભોજબળનો રાજ્યગોર શૂરા છત્રપતિ માહરાજ શાલીવહાણને આનંદ ઈચ્છેછે ને માળવાના પાટવી રાજકુમાર રીસાળુ માટે અણહીલપૂરની રાજકુવરી પદ્મણી ધારૂબાની વીવાહમાં માગણી કરેછે. બળિયા શાલીવહાણે બળિયા ભોજબળના પાટવીકુવરને પોતાની રાજકુવરી દીધાની ઈચ્છા ને નજરાણુ રાજ્યગોરને આપીને કંઈક દી પછે વદાય કર્યો તે પોતાના માહરાજા પાસ વીવાહની ખુશ વધાઈ લેઈ આવ્યો. જવાર કરી તે પુનેમપુતલી ધારૂના વખાણમાં દરબારને થોડી વેળા તે વીસ્મય કરી રેહ્યો. પછે સુઅવસરે માહરાજા ભોજે ડાહ્યા જોશી બ્રહ્માણો બોલાવી લગ્ન મુરત ઠેરવ્યું. તે સમાચારની કંકુ છાટેલી કંકોતરી લેઈ ભાટ ને બ્રાહ્મણો તે લગ્નની જાનમાં અણહીલપુરપાટણ સાથ જવા માટે ઓલખના બીજા માહાન રાજાઓ તથા સંબંધીઓ તથા ભાયાતો વગેરે તે

કાળના માળવાના માહરાજાના પ્રખ્યાત જણે પાસ જઇ લાગ્યા. માળવાનો માહરાજા બળ તેમ સદ્‌ગુણમાં સમાન મોભો પામ્યો હતો, તેથી તેના ભાટ ને બ્રાહ્મણોથી તે સુસમાચાર સાંભળી માન પુર્વક તે માહરાજાની જાનમાં સામેળ થવા તૈઆરી કરતાં સેજ દીવસમાં ધારા નગરીમાં ચારે પાસથી હાથી, ઘોડા, રથ ને પ્રધાનોસાથ રાજાઓ દાખલ થવા લાગ્યા. ઉંચ વરણમાં દેશદેશના છત્રપતી માહરાજો, મંડળીકો, દીવાનો, સાઉકારો, નગરસેઠો તેમ હલકા વરણમાં ભાટ, ચારણ, બ્રાહ્મણ, નાયક, નાયકણ, ભવાયા, વગેરે ટોળેટોળાં નગરમાં મળ્યાં. માહરાજા ભોજબળે તે સર્વેને લાયક આગળથી ઉતારાના મકાન તૈઆર કરાવ્યાં હતાં; અને દેશ દેશના શૂરા સ્વતંત્ર છત્રપતિઓ માટે મેદાનમાં મોટા જરીના તંબુ મુગટ લાયક સામગ્રીથી તૈઆર કર્યા હતાં, તાંહાં તે તમામ પ્રદેશનાઓ આવી ઠર્યા. શેહેર બાહેર નીકળવાને નકી ઠરેલાં મુરતે જરી સાજના ઘોડે બેઠેલા માહાન છત્રપતિ રાજાઓ અને હીરા મોતીના જડાવની અંબારીના હાથીઓ ઉપર બેઠેલી રાણીઓ વગેરે તેમ સોના રૂપાની માફા ને રથમાં બેઠેલા મંડળીકો ને તેઓની રાણીઓ વગેરે રંગ બેરંગીન તરેહવાર વસ્ત્ર અલંકારો ભરેલી તે જાન શેહેર બાહેર નીકળી છત્રપતિ માહ પ્રતાપવાન શાલીવાહાણની રાજ્યધાણી તરફ ચાલી.

માહરાજા શાલીવાહાણે પોતાના વેવાઇ માહરાજા ભોજને ઉતારો દીધો તે માટે તે કાળના કવિઓ અદ્‌ભુત વર્ણન કરેછે તે પઠુ મેળીશું તો ચાલશે. આ માત્ર જાણવાને બસ છે કે સ્વચ્છ આકાશ સમ રંગીન તે ગલીચા ઉપર પુર્ણકળા પ્રકાશમાન ચંદ્ર સમ રાજકુવરી પદ્મણી ધારૂ તેજસ્વી સુર્ય સમ રીસાળુ પાસ બેઠી કે તાંહાં સર્વ બીજા માનવી તારા સમાન ઝળકીને તે મહીમા કેવળ કળપના સમાન ઇંદ્રાસન બન્યો હતો. હસ્ત મેળો થયા પછે વળતી સ્વારે પ્રભાત સમ તે મોહોળ સીતળ સંપુર્ણ સોભા બનેલીમાંહે ગોરે સુર્ય ચંદા સમ તે જોડાને મંગળ ફેરવવાની તૈઆરી કરી તેટલાંજ સ્વપ્નમાંની મુદતનુ બાકી વર્ષ કાળ સમ રીસાળુને મસ્તક તળપી આવતાંજ પાટવીકુમાર તાંહાંથી વા સમાન દોડી હેઠો ઉતર્યો અને પોતાના તેજ તુફાન સમાન તુરીપે સ્વાર થતોજ કે નગરથી વીજળી સમાન ગુમ થયી ગયો. માહરાજા ભોજ તથા માહરાજા શાલીવહાણ આ બનાવથી દિલગીર થયા એટલુંજ નહી પણ લાજ ગયી એ સમજી સોકમાં ઉંડી ગયા. રંગમાં ભંગ થતાં જાન કોઇ અતરંગ મેલા સમાન વીખરાઇ ગયી. થોડી વેળમાં પાટણ સુમસાન થયું અને માહરાજા ભોજ ફકત પાંચ સાચવતના સવારો સાથ કઇક દીવસે વેરાગી સમાન સ્વરૂપે શ્રી ધારાનગરીમાં મધ્યરાત્રે રાજમોહોલ ટલવલતી ચંદાભાનુના અગ્ની પાસામાં પડી જળી ભસ્મ થયા સમ ગરકી ગયો.

શુરો રિસાળુ ધારૂ પાસથી વીજળી સમ નીકળી ગયલો એક વિશાળ રાન વટાવી વિદ્યા-ચળપ્રવત્ત ઉપર આવ્યો. હાં તે તત્વવેતા લાલમલને મળ્યો. તેનો ચેલો થઇ તેણે શસ્ત્રવિદ્યા, અશ્વવિદ્યા, પાસાવિદ્યા અને આત્મવિદ્યા પ્રાપ્ત કરી. પછે એક સુસમે પોતાના ઉસ્તાદની આગ્નાથી તે પોતાને અશ્વ આગળ વહ્યો ગયો. તે વિદ્યાચળ પ્રવત્ત વટાવી છેક ઉતર તરફ ચાલ્યો અને પંજાબના બળિયા શુરસિંહની રાજ્યધાણીમાં ઉતર્યો. હાં તે દરરોજ એકવાર એક ફેરો અગ્ની સમ અશ્વપર શેહેરમાં ફરી આવી પોતાને ઉતારે વીચારમાં કાળ કાઢે. એક દીવસે માહરાજા શુરસિંહની દરબાર ભરાયલી હતી તાંહાંથી તેનું અશ્વ ફેંકી યાહુમ ચારે પગે ઉડી જવું થતાં હાહાકાર થયી રેહ્યો, તેથી માહરાજા પોતાને સિંહાસનથી નજર તાણીને તેની સ્વારી કરવાની છટા જોઇ તાજુબ થયો. તેણે એક નોકરને હોકમ કરી તે સ્વારને બોળાવ્યો. રીસાળુ તે બોંમ સાણકાસ્યા ત્યના રાખેતા માફક ઘોડે ફરી કરી ઉતારે જઇ કાંઇ સુખડી ભોજન કરી ખ્યાળમાં બેઠો

હનો તેટલાંજ શુરસિંહના જબરા યુદ્ધા ઘોડેસ્વાર તન બોળતા આવ્યા તેમાંહેથી બે ત્રણ સ્વારોએ તત્કાળ ઘોડેથી ઉતરી પડી તેને બંદીવાન બનાવ્યો. બંદીવાન એ શબ્દ રીસાળુ કોઇ કાળ સીખ્યો હતો નહી તેમ તે શબ્દ સાંભળવાને પણ તેને કોઈ કાળ બન્યું હતું નહી તેથી તે શબ્દનો અર્થ કોઇ રાજદરબારી ખેતાબ સમજી તેણે તે લેવા નાપાડી કેહ્યું કે લડવૈઆઓ મને રાજચીન: મેળવવાની કસી હોંસ નથી. એ ખીતાબ મને જોઇતો નથી. આ ભોલપણ કે ઠગાઇ ગમે એ હો એમ સમજી તે પંજાબી સીપાઇઓ વધારે ચોકસ થયા અને તેનો ચેહરો ખુબ ન્યાળી પછે શસ્ત્ર કાઢી મુખ્ય બોલ્યો કે ઓ જવાન તું ગમે એ હોવ પણ અમારા માહરાજાનો હોકમ થવાથી તને આ સાંકળમાં બાંધવાને આવ્યા છીયે, માટે આ અલંકાર સજો. રિસાળુએ સાંકળમાં કંઇકોને જોયલા ખરા, તે હાલત તેને પસંદ નહી તેટલાંજ માટે તે બોલ્યો કે મને આ સાંકળ બદનમાં નાખવી શા ખાતર જોયે? મારા બદનમાં સ્વચ્છ અગ્ની પીધેલું લોખંડ કવચ છે. જે ઉપર સેંકડો મસ્તક વાહાડે તેવી શારોઇ છે. વળી મારો સુર્ય કીર્ણ પી સદા શુરો કેફી રેહતો ભાલો મારી બાજુના બંદ સાથ નાચતો રેહેછે. તે પાસ મારી પીઠે બાન કોઠરો સુદ્ધ ઝેર પી જીવતા રેહેલા શુરાના હ્રદયે પેસી આત્મા ભક્ષ કરનારા સુહારૂપી બાનોથી કેવળ ગર્વજ તપેછે. તેવા સર્વ અલંકારવાળા મારા બદન ઉપર આ વાઘને પણ સોભતી જડ સાંકળનું શું કામ છે? વળી મારી કમરે કટાર સુંચ આપના સમાન ચકચકીત શુરાતનનુ તેજ દેખાડતી પોતાની ઝેરી મ્યાણથી મારી કાંતી સોભાવેછે અને વખતે માહ વીરા હરીફ સામે મારા કરમાં જેમ કામનીના કમરમાં નાજુખ પુષ્પ ચુનાઈ અમુલ્ય સુગંધીથી હ્રદયની હોંશને સ્નાન કરાવે તેમ મ્યાણ બાહેર માહરા કરમાં નીકળી આવી પોતાની ઝેરી તીક્ષ્ણતાથી આ તૃણ હ્રદયના શુરને તે ઉંચ રૂધીરથી સ્નાન કરાવેછે. એ અલંકારો શું મને પુરતા નથી કે આ દેશનો માહરાજા મને આ શાંકળનો અલંકાર ભેટ કરેછે? જાવ તમારા માહરાજાને પુછો કે શું આ કનિષ્ટ શાંકળની સોભા મારા શ્રેષ્ઠ વદનને યોગ્ય છે? આ ભાષણ સાંભળી તે સીપાઇઓ પણ વિચારમાં ગરક ગયા. તેઓ આપસમાં બોલ્યા કે આ કેવળ નિરદોષ પણ કોઇ માહ વીર પુરૂષ દીસેછે તે સંગાતે અજાણ કાંઈ લાંબી ટુકી વાત થયી તો જન્મનો પશ્ચાતાપ પામિશું. એ મનસુબો કરી મુખ્ય બોલ્યો કે ઓ વીર સ્વરૂપ આપનું ભાષણ અમારા ધ્યાણમાં આવ્યું છે માટે માહરાજને મળી તમને જણાવિશું કે શાંકળ આપે મંજુર રાખવી કે કેમ? પણ તે વેળામાં આપ આ જગોથી બાહેર ના જાવો એ વચન દીયો. રિસાળુ બોલ્યો કે હું આજ લગભગ બે માસ થયા તમારાં સુંદર નગરમાં આનંદ ને એકાંત પામી રેહ્યોછું. મને આજકાલ એ નગર છોડી બીજી જગો જવાની ઇચ્છા થયી નથી તો પછે નકામો વચન ને વખત ડેરવવો એનું શું કામ છે? તમો જોયે ત્યારે આ મકાનપર આવજો. એ આપનુંજ છે. પ્રવત્ત સમાન ધીર ને તેક સમાન સુભાષણકરૂ એ દાઢીવાળા જવાનને વધુ બોલીને કાયર કરવામાં દિર્ધદૃષ્ટીવાળા તે પંજાબી સ્વારોએ ઠીક ધાર્યું નહી અને એક ચબરાક પંજાબી ગળીને નાંકે રીસાળુને નજરે નહી પડે તેમ ચોકાસી માટે રાખી તથા તબકે તબકે તે માયક બીજા પંજાબી સ્વારો મેળી મુખ્ય રાજા શુરસિંહ પાસે ગયો અને સર નમાવી તે જવાન યુદ્ધાનું ભાષણ વર્ણન કરયું. આ તાજુબ પોઢતા જોઇ માહરાજે તે રાત્રે પોતે જાતે ખાસ તપાસ કરવાના હેતુએ તે અજાણ્યા જવાનની પીછાણ કરવાને વખત મુકરર કર્યો.

આ મધરાત્તે રાજપુત્રી સામળડે પોતાની સાહેલીઓ સંગાતે સ્નાન કરી તમામ શંગારમાં ગરક બાળેબાળ મોતી પોયલી હાસ્ય કરતી નીરમલ નદીની સુગંધી વાયુના પટામણા આજંવોથી

ઊળી નાચી નખરાં કરી રેહતી લેહેરોમાં સીતળ ચંદ્રણી ગોરતી કીનારે કીનારેથી રાજમેહેલ તરફ ઉતર દસાએ ચાળી જતી હતી. તે સામે થોડેક અટકે એક સોકારના વેરાન પડેલા બાગમાં રીસાળુનો ઉતારો હતો. તે આ રાત્ર પોતાને નવીન વીટીઆ કૌતુક—જે પેલી શાકળ-તેથી જાગતો ને ચંદ્રનો વાદળથી જરીક જરીકમાં પેશતો શોકાતુર ગોળો જોઇ જીવતરના નીરજીવ-પણુ ઉપર ધ્યાન કરતો હતો. જુવાની ને સાનને સદા દુસમનીજ ચાલુછે. અને જેની વેળા ખીલકુલ આવી નથી તેવા અરાબામાં રિસાળુ ભાગ્યે વીસ બસંત વધિયો પોતાને હોમાવે તો તે ચોત્ર કેવું ગાડું પડે ? તેમ તે ગાડાં માફક જીંદગાની જેમ કોઇ બાળક રતનને રેતાનો દાનો જાણી જયાં ત્યાં ઉડારી કે ફેંકી દે તેમ તેનું સાર્થક કરવાને તત્પર છે, તેટલાંજ તે ઝાંખી ચંદ્નીમાં વાયુએ એક પટ ઉડી ત્યાંહાં કાંઇ બીન છાયાં પડતી તેણે જોઇ તે ચોંકી તે તરફ ખુબ તપાસ ને સાવચેતીથી જોયછે તો કોઇ અતી સુંદર સ્ત્રી નખસીખ શૃંગારમાં ગરક ગયલી બીજી અર્ધ શૃંગારે હસી રમુજ કરતી શાહેલીઓ સાથ કોટી શૃંગાર નખરામાં જેમ સરોવરમાં કમળ મંદ વાયુએ હીલે તેમ તે પૂર્ણ ચંદ્નીમાં નાચતી ચાલેછે. તે સુંદરીના સારા સરીરમાંથી સુગંધી બ્યાપીછે તે ઉપર ભમરા ધું ધુંના સ્વરો કરતા ટોલે ટોળાં તે બાળીબાળ માતી પોયલી ચંદ્ર ભાસવાળી પદમણી ઉપર જેમ કમળ ઉપર તલપે તેમ તલપતા ભેસવા જાયછે. તાંહાં તેની શાહેલી હાસ્ય વાક્ય કેહી કેહી પ્રેમના ટોકા મેળી મેળી ગાડાં થયલા ભમરાઓને હાંકેછે. પણ આ પ્રેમ ટોકાનોહાસ્ય રમુજનું મંડાણ થાયછે તે અરસામાં એક સીંહે વીક્રાળ મુખ ગગરાટજ તાંહાં ગાજતો આવી તે સુંદરી ઉપર પંજો ઉગામ્યો અને એક ચીસ વાદળ ભેદતી તાક્ષણ નાગણી જેવી ધુમી. રાજકુંવરી સામલડે તે ભુખ્યા સિંહનો પંજો પોતાને મસ્તકે પડનાર જોતાંજ મુર્છા પામી. ને તેમ તેની સખીઓની આંખોમાં અંધકાર પંઠરાઇ. જાણે ઓચીતો શૃષ્ટીનો અંતજ આવ્યો એ ઢપે તે નાજુખ સરીરોના સાસ બંધ પડી ગયા,પણ સુંદર રાજ પુત્રી સામલડે સબ સમાન સૃષ્ટી ઉપર પડે તે આગલ તે સુંદરીને રિસાળુએ પેલા સિંહના પંઝા ને મસ્તકનો પોતાની કટારીથી વડ કરતાંજ પોતાના પાસામાં ઝીલી લીધાં, જેમ ધનુષ્યથી બાન ઉછળે તેમ તે કુદીને ચંડોલ જેમ મધુર સ્વર કાઢે તેવા મધુરા સ્વરે તે સુંદરીને ધીરના વચનથી દેલાશો આપતાં જેમ સરોવરનુ નીર કમળને ટકાવી અધર રાખે તેમ તેણે પોતાને કર રાખી. આ બનાવને થોડી વેળ ગયી નહી કે શૂરસીંહ રાહદારીના પેરવેસમાં તાંહાં આવ્યો. ચીશ તેણે સાંભલી તે વીચારમાં પડયો હતો અને તે ઉપર પોતાના દીવાન ને ખાશ ચોકીદારોના મૂખ્ય સાથ તાંહાં આવી લાગો હતો પણ જે બનાવની તે માહરાજાએ જન્મમાં લેસ વકી રાખેલી નહી તે પોતાના નજરો નજર જોયો કે તેનેથી તેનો ગુસો તામોસ થયો નહી. તેણે ઝત પોતાની સુંદર કુવરી ધરનાર પેલા જવાન પ્રદેશીને પીછાણી ધાટો કાઢી કેહ્યું કે "એ દૃષ્ટ હોય આ કમળ તર્ત છોડ નહીતર આ તારી દેહ મારા બાને હોડે નાખીજ." આ સબ્દોથી સામલડે ને તેની સખીઓ પણ મૂર્છામાંથી લગાર ભાનમાં આવીયો. રિસાલૂ અંગની હવણ સમ તપી જઇ ધનઘોર વાદળ સમ પોઢ ઘેરાયો. તેણે સામલડેને ઠીક થઇ જોઇ કહ્યું કે સ્ત્રી હું અધર્મ તો નથી ચાલ્યો ? મારી ફરજ મેં બજાવી તે માટે આ કોઇ તારા દેશનો શૂર સમાન દીસતો પણ અવિચારી માનવી મને ડરાવેછે તો જો કે પ્રદેશ હું કોઇ સાથી સ્નેહ કે શીરોઇના વેહવારમાં આવવા ચાહનો નથી છતાં જે જીભે નાલાયક સબ્દોના બાનથી મારૂં હૃદય જખમી કર્યૂંછે તે સાથ હું કેવી રીતે ચાલૂં ? આ બોલી તે સુંદરીને જમીન ઉપર જેમ કોઇ રક્ષણ કરતી અબલા કોઇ સકુમાર બાલકને પાલણામાં મેલે તેમ તાંહાં બગીચામાં મેલી; અને પોતે પોતાને ડરાવ-

નારને સુદ્ધ તિરસ્કાર બતાવી જેમ કુદીને આવ્યો હતો તેમજ કુદી પોતાને ઉતારે જઈ બેઠો. આ બાબત કાંઇ નવી જુની બની જતે પણ તર્ત ખરો મર્મ જાણી માહરાજા લજવાણો. દીવાન ડાહ્યો તે સભ્યોની સારવારમાં પડયો. ચોકીદારોનો મૂખ્ય જાણે કાંઈ જરૂરના કારણે જતો હોય તે ડોલથી જોતાંજ ગેબ થઇ ગયો; એથી બન્યૂં એમ કે માહરાજા પોતાની સુંદર પુત્રીને જેમ માલણ ફૂલોની તોકરી બાલામાં ઉઠાવી ને મગન મન દોડી જાય તેમ પોતાના કરમાં ઉંચકી પીતા પ્રેમ બોકિયોનો વરસાત વરસાવતાં મોહોલમાં પેઠો. જયારે કઇક ઘડી વીટીને સાંતી પામ્યા ત્યારે પોતાની ચંદ્ર મૂખ પૂત્રીથી તે બનાવ સાંભલી તે પ્રદેશી જવાનના બલ તેમ અજાણ વિષે તેણે અતી ઉંચો વિચાર બાંધ્યો.

આ બનાવ વિટયાને સેજ દીવસ ગુજરયા પછે રિસાલૂની ખોલ કરનારા માલવા દેશના રાજય જાસુસો પંજાબ આવ્યા. તેઓને માહરાજાએ પોતાની દરબારમાં બોલાવ્યા અને અછો આવકાર દેઈ આવવાનું કારણ પૂછીઊં. તે સાંભલી તેઓ બોલ્યા "આજ કઇં વર્ષો થયા માલવાના પાટવી કુવરની સોધમાં દેશ દેશ ને નગરે નગર અમો ફરયે છીયે પણ તે ખોલમાં જય મલતો નથી." માહરાજા બોલ્યા, તમને જય મલે એવો આ સંયોગ છે કે મારી રાજદેવરી સામેના મકાનમાં એક તૃણ શૂરવીર આવી ઉતરયોછે; તે કોઈ રાજકુમાર સમાન દેખઇ છેક છટામાં રણસીંહ જણાયછે. આ ખબર પામી માલવાના રાજયગોરો તે રાજાનો હોકમ લેઇ તાંહાં આવ્યા.

રીસાલૂ આજ દીને શોકાતુર યુદ્ધ કવચ ને હથ્યારોમાં ગરક પોતાને તુરી સ્વાર થતાં હીમાલા પ્રવત તરફ જવાને જોઇતો સામણ તથા ખોરાક બાંધી ધીમા ચાલે જાયછે. તેના તીખ્ખા ભભકદાર કવચે સૂર્ય નારાયણના કીર્ણ લજજીત થઈ રેહયાંછે. તેની ડાબી બાજુ સાંકલમાં પોવાયલા મસ ભાલાથી આકાસના હૃદયને તરાસ પડયોછે. સાબાશી તેના ઘોડાની પુછ સાથ બંધાઇ નપૂષક જેવી ખાીછે. સાષ્ટાંગ નમસ્કાર તેના નીરમલસે નીરમલ રૂપીરાં નેણો સામે કોઇ કંગાલ અરજદાર જેવો પડયોછે. તે શૂરી કમરે નખરાં કરતી સ્વચ્છ કનક મ્યાણ પેહેલી સાક્ષાત ખૂનના યસમાં ધરાઈ જીવનારી અનમોલ ઝેરી પાનીવાલી શીરોઈ જેમ કોઇ ચક્રવતી માહરાજાને અલૌકિક સુંદર અબછરા બાઠ બાડી એકી તગર નેણોએ નેણ પ્રેમ જીલતી તલપી જલી રેહતી હોય તેમ તેના પાસમાં ભરપ્રેમ તેની બાજીના ચાહ્યા ઉમંગ ખેલાવતી લટકી છે. માલવા રહીશો તે રાજકુમારને આ રણ ભાર સ્થીતીમાં જોતાંજ તેના તપતા ત્રાસથી ડર્યા પણ લગાર પાસ જતાંજ તેઓએ નમસ્કાર કરીને માહરાજા ભોજબલનો હોકમ કહ્યો. સ્વપ્ન પ્રમાણે ચંદ્રાભાનૂં ના ચાલ્યાથી રીસાલૂ પોતાના પીતાના હોકમ કે પીતાના માનને ભૂલ્યો હતો અને તે હાલ કોઈ ઇશ્વરી ન્યમથી તે સ્વપ્નૂ ના માન્ય રાખ્યાની શીક્ષા હતી, તેમ તે શૂરો રાજકુમાર પીતાના હોકમને પાષાણ જેમ પવનને સમજે તેમજ સમજયો. તે ભોજબલ ને હોજ હળ એ સમજી માલવાના કવી રાજયગોરોને કોઇ ખેતર ખેડનારા કુનબી સમજીનેજ કોઈ બક્ષીશ દેતોજ સાવછ જેવો આગલ ચાલયો. આશા તેના જવાન દીલને કોઇએ શીખવી હતી નહી અને વિંનતી તો તેની કેલવણીના પોઠાઓમાં કોઈ ઠેકાણે તેણે વાંચી કે જોઇ હવી નહી. તેથી તે રાત્ર સમ ઘનઘોર પણ તોફાનસમ બેપરવા શૂરસીંહના રાજય મેહેલના દરવાજા પાસથી જેમ રાહુના મઢકથી માહ ઇંદ્ર ઉડયો જાય તેમ પોતાને ઘોડે વેહેો ચાલ્યો. તાંહાં તે મોહોલને જરૂખે રાજપુત્રી શામલડે બાલેબાલ મોતી ને ભાલે રત્નોનો ચંદા પેઠી સૂર્ય તેજ ચઢી પોતાની ચંદા આકૃતી ઓર પણ તેજસ્વી કરતી પોતાના શૂરા બચાવનારનો ખ્યાલ કરતી ઉભી મનમાંહે આ પ્રેમ ભાષાણ બોલતી હતી. "મધ્ય રાતની ચંદ્રણીની ઘટામે

ઓ શૂરા તેં મને ત્હારા મસ્ત મરોરમા જીતી અને ત્હારા સીંહ સમ અગ્ની વ્યાપ્ત ચકચુર શૂરથી તેં મને બચાવી લીધી. કરડા ત્હારા ડોલાના નાગને ફાલ પડે એવા ચમકારાથી માહરા હૃદયને વીંધ્યું. ત્હારા સીરપેંચ વગરના ચંદાસમ મસ્તકથી મ્હારા ધ્રૂજી મૂર્છા પામતાં વદનમાં પ્રેમ વીજલી પડી. મ્હારી મોતનની માલાઓએ ઢંકાયલી જોબનવાલી છાતીમાં તે વીજલીની એવી અસર થયી કે મને ત્હારી સૂરતનૂં ચેટક લાગૂં છે. પ્રેમના બાનથી હું વીંધાઇ છું. તે પ્રેમનું બાન અન્યાલાં વાકાં ફરીરા ચકચકીત પારસપાનના નેણા ઉપરની ભ્રમરની ધનુષ્યથી ખેંચાયું છે. અરે તે ખેંચનારો કોણ છે? અરે તે પ્રાણહરન પંચો મ્હારૂં તન સીંહથી બચાવી મ્હારૂં મન વસ લેઇ ગયો છે. તે પ્રાણહરણકાર વીના હું જેમ ચંદા વગર રેની હોય તેમ છું. અરે તે વીના રત્નના નંગ વગરના સોનાના છલતાં સમાન હું છું. અરે હું તે વીના જેમ દાન વગર દાતા છે તેમ છું. ગ્યાન વગરના જોગી સમાન હું તે પ્રાણ જીતનાર વના છું, માન વગરના પરોના સમ યા ચુના વગરના પાન સમાન હું તે પ્રાણ બચાવનાર વના છું. જેમ દીપક વગર દીવાનખાનું, જેમ જોબન વગર જુવાની તેમ તે પ્રાણ વસ લેનાર વના હું નીરબલ નાચીજ છું." આ સોચનામાહે શ્યાણી સામલડે પોતાના પ્રેમ પામનારને કેવલ શૂર સ્વરૂપજ વા સ્વરૂપ તરી ઉપર જતો જોઇ જરૂએથી ઉઠી. અરે જો આ વખત રીસાલૂ અગ્ની સમાન સાક્ષાત ગરમ થયલો ઘોડો કુદાવતો દરવાજો ઓલંગી રાજ-મોહોલ આગળે જતાં શામલડેને ઝોલી લેતે નહી તો તે રાજપૂત્રી સેજે તાંહાં મૂરદૂં થઇ પડતે. શામલડે પણ મૃત્યૂં કે મીલાપ એજ નેમ રાખી જંગલીપણૂં ને ઓ ચીડ વાપરેલી જણાઈ કારણ જયારે તે પદ્મની પોતાના પ્રાણ રક્ષક પાસામાં ઠરી ત્યારે બસ આ સબ્દજ બોલી કે "ઓ શૂરા માનવી મને હૈડે સમાવ". પંજાબપતી શૂરસીંહે પોતાને મોહોલથી આ બનાવ લગોલગ સઘલો જોયો તેથી તર્ત લગ્ન તૈઆરી કરી તે માલવાના રાજકુમારને પોતાની પૂત્રી દેવાને રાજી થયો. હાંઇ પણ સ્વપ્ન આડે આવ્યૂં અને લગ્નમાં ભંગ પડી. મંગલ ફેરા ફરતી વેલા કોઇ વીક્રાલ ભૂત સમ રીસાલૂ ઓચીંતો ઉઠયો અને ઘોડે જેમ કેહેર ભરેલી અગ્ની સેજમાં સર્વ બાલી રાખ ખાક કરે તેમ તે ઉમંગ બાલતોજ ગુમ થઇ ગયો, પણ સામલડે રીસાલૂએ એક બી વાવ્યૂં; એ જોઇ બોલી કે "આત્મા સમ સ્વામી હું આ બીને વૃક્ષ કરવાના યત્નમાં રહી આપણા પ્રેમને ભજીશ.

પંજાબપતીનો મંડપ તજી રીસાલૂ હીમાલા તરફ ચાલ્યો. કંઇક દીવસે કીહાંઇ કીહાંઇ મકાન કરી ઠાક ખાતાં ને આસાએસ લેતાં તે તે માહાન પ્રવતને શીખરે કોઇ અદ્ભૂત રાજ્ય કર્તા માહ રાક્ષસ (બલિયો રાજા) ને નગર આવી પોંહોંચ્યો. આ નગર ઉજાડ અને તાંહાંના મકાંન સર્વ ઇશ્વરી કોપથી સુમસાન હતાં. ત્યાંહાં રાજ્ય મોહોલમાં દાખલ થયો. તો તેને આવકાર દેવા એક દેવાંગના સુંદર સ્વરૂપ પૂર જોબન શોલ શીંગાર સજેલી સામે આવી ઉભી. તે બોલી "શૂરવીર આપને આ મકાનનો કેમ પતો લાગો? હાં મરકી ને રોગ વ્યાપી ઇશ્વરી કોપ સમ ગજબ વરસી નગરીનો હાલ ખરાબ થાય છે. હાં જુજ વસતી છે, તે પણ કોઇને જણાવી નથી. મ્હારો બાપ માહ રાક્ષસ આ કોપને કોઇ દુષ્ટનૂં વેર ને જાદુ સમજે છે. તે આપને દેખશે તો ખચીત કોઇ દુસમનનો દૂત છે એમ વેહેમ લાવી નાશ કરશે. રીસાલૂ બોલ્યો હું ફરતો ફરતો હાં આવ્યો છું. કોઇ વેર કે દુશમની કે દુષ્ટાઇ કે કપત રચી હું આવ્યો નથી. મને કોઇ આશા કે હોંસ કે અરજ નથી. મુસાફર જેવો આવ્યો છું તે થોડા દી રેહી મુસાફર માફક પાછો ફરીશ. રાક્ષસ કુવરી બોલી ઓ જવાંન આપ સુખે રહો પણ મારા બાપાના વેહેમનો

મીલાજ નથી અને હોનેહારી સ્વચ્છ આકાસે કે કાલા ગુફામાં હો તો પણ બનશેજ. એ સંવાદ થતાંમાંજ માહ રાક્ષસ આવ્યો, તે કોઇ શૂરો પૂત ન રજપૂત જોઇ વેહેમ ખાઇ પડયો. તેણે તર્તજ પોતાના ભાળાનો ઘા રિસાલૂની છાતીપર કરયો. તે ઓચીતો સપાતો જોતાંજ રિસાલૂએ યુદ્ધ પ્રફુલીત થઇ પોતાની શીરોઇ જેમ આકાસમાં વીજલી પ્રગટે તેમ પ્રગટ કરતાં એવો તો એક સાફ હાથ તે રાક્ષસ ઉપર મારયો કે તે વેહેમી છત્રપાત સ્વર્ગધામ પામ્યાં. આ બલ ને ત્રાસ જોઇ રાક્ષસ કુવરીએ પોતાના પીતાને અગ્નિ દેવાડી અને રિસાલૂને કહ્યું કે "ઓ પરાક્રમાન રજપૂત મ્હારા બાપાએ મને અગાડીથીજ કહી મેલેલું હતું કે "જે મને મારશે તે તને વરસે" માટે હું આપની દાસી છું. મારા દેશના રીવાજ માફક મારી સાથ લગ્ન કરી આ રાજ ભોગવો. રિસાલૂ તે કબુલ થયો પણ મંગલ ફેરા ફરતાં વલી સ્વપ્ન તેને આડે આવ્યું કે તે અર્ધ લગ્ન ક્રિયામાંથી ઉઠયો તે હીમાલા ઉપરથી ઘોડો નખાવતો ચાલ્યો. તે કંઇક દીવસે ધુતી નગરના સરસીંહ રાજાની નગરીમા આવ્યો, આ રાજાને એક પુત્રી પુનમ ચંદ્રમાના તેજની હતી. તે સાથ કોઈ પણ પ્રદેશી આવે તેને સોગઠાં રમાડવાનું કેહી બાજી માંડેછે અને કબુલાત કરેછે. "જીતેતો કુવરી પરણાવે ને હારેતો મુંડી વાહાડે." કુવરી સાથ રમનારો તેના પૂનમ મૂરતી જોઇ મોહી જાય ને સોગઠાં રમવામાં ગફલત પામે અને એ રીતે હારી જાઇ મૂંડી ઓહે. એમ તે રાજાએ હજારો રાજપુત્રો ને પ્રદેશી શૂરવીરો મારી નાખ્યા હતા. રિસાલૂને પણ તે હાલતે રાજાએ બોલાવ્યો પણ તે માનવી ન્યારો હતો તેથી કુવરીનો દાવ જીત્યો અને રાજા ભંઓ પડયો, પણ પુત્રી નાહની છે કેહી લગ્ન કરી પોતાના નગરમાં સુદા રાખવાને બંધણુ કરયું, એ લગ્ન થયાં સબબ જે સ્વપ્નની શીક્ષા થવી જોયે તે પુરી થઇ ચોઘડયું માંડયૂં હતૂં. ફૂલનડે પોતાના પતીને ચાહવામાં ખોડડ હતી. તે વલી અનસમજૂ ને પ્રેમ ભાવથી વેગલી હોયાથીં પતી ઠાને મૃગલો પાલેલો હતો તે સાથ રોજ અંગવીટ કરતી હતી. રિસાલૂ આ નગરમાં કોઇ વેલા પોતાની પ્રેમરહીત પ્રેમડા સામે બેઠો ગઇ ગૂજરી સંભારીને સોચ કરતો તો કોઈ વેલા શેકારે જઇ મન રીજવતો હતો. એક દીવસ શેકારેથી આવી તે જોયછે તો ફૂલનડે ને મૃગલો સંગાતે બેભાન ભર ઊંઘમાં સૂતાંછે. મૃગલાના બે પગ ફૂલનડેના ગલા આસેપાસે વીટલાયાછે. તે જોતાંજ રીસાલૂએ ક્રોધે કરીને એક ચાબક ફૂલનડેને ના લાગતાં મૃગલાને ઠીક શીક્ષા થાય એવી સાવચેતાથી માર્યો તેથી મૃગલો ચીસ પાડતો તાંહાંથી ઊઠી નાઠો. ચાબકો મારનારો રિસાલૂને જાણી મૃગલો ખાર ભરેલો થઇને વેર લેવા ખાતર પાસેના નગરપતી હથીસંગના મોહોલના ચોગાનમાં પેઠો. તે હજાર જાતના ચાલા કરી હથીસંગના ઝાડ પાન ને બાગ બગીચો બગાડવા લાગ્યો કે જો તે ચીડાઈ જાય તો તે હથ્યાર લેઇ તે પાછલ લાગે તો તેને દોડવતો પોતાના સત્રુ રિસાલૂના મોહોલમાં લાવી ફૂલનદેને દેખાડે અને એ નેણ મેલો થતાં દેવજોગે રિસાલૂ ને હથી લડાઇ કરે તો યુદ્ધમાં રિસાલૂ પાટલાં બાધાથી હાર ખાઇ હેઠો પડે તો તેનું વેર વળે, આ યુક્તીમાં તે ફાવ્યો. હથીસંગ હથ્યાર લેતાંજ તે મસ મૃગલા પાછલ ધાયો અને તે મૃગલો દાવપેજે નાહાસતો ફૂલનડેના બાગમાં પેઠો ત્યારે તે રાજપૂત્રિ પુષ્પોમાં પતંગને પકડવાને તલપતી હઇથી તઇ બાલક માફક દોડતી કુદતી હતી. તે હથીસંગને જોઇ પ્રાલ ખાઇ પડી. પાપલ ગયી કે નેણ ચઢાવી તે સુંદરી બોલી કોણછો ? હથીસંગ પોતા લાયક બાયડીની ઓલ કરી ઠાકેલો આ સુંદરીને જોઇ પોતાના પ્રાલબ્ધને ઉદય થયલૂં જોઇ ખુશ થયો. તેણે જેમ ગરૂડ કૃષ્નને ઉઠાવી આકાસમાં ફરે તેમ ફૂલનડેને ઉઠાવી પોતાને નગર ફરયો અને તાહાં પોતાના રાજય જોષી પાસ મૂર્ત જોવાડી વીવાહ કરી પોતા પાસ રાખી.

કૂલનદે પણ તેથી રાજી પણ રીસાલુની હીરાઈ આ નગ્ન પતીનીથી બેવડી લાંબી સમજી મનમાં ડરી હતી. રિસાલૂ જ્યારે શીકારથી આવ્યો ત્યારે કૂલનડે તેને સામે લેવા આવી નહી તેથી તે તેને ખોળતો મોહોલમાં ગયો. ખુને ખુને જોઈ તે બાગ ફરી વળ્યો પણ તે પાઈ નહી તેથી મનમાં સમજ્યો કે તે ચાલાક કરી બાળક છે માટે ક્યાંઈ ભરાઈ બેઠી હશે કીંવા પોતાના બાપને મોહોલ ગઈ હશે. આ વીચારે તે નચીંત સુતો હતો પણ બે ત્રણ દીવસ જતાં પણ તે માલમ પડી નહી તેથી રાજાને મળ્યો. જ્યારે રાજાથી કૂલનડે માટે કંઈ ખબર પામ્યો નહી ત્યારે વીસ્મય થતો ફરી પોતાના બાગમાં આવ્યો તો આ વખત તેને મૃગલો સામે મળ્યો અને બોખરો ખંખાર નાખી શોક કરતો હોય એવો આકાર કરી રહ્યો. તે અપશુકન જોઈ રિસાલૂ તે ઊપર ચાબક ઉગામી દોડ્યો તે જોતાંજ તેના જાનનો તરસો થયલો તે મૃગલો હથીસંગના મોહોલને દરવાજે પોતા પાછળ દોડાવતો લાવ્યો. અને જે ઘોઘાંટ થયો, તે હથીસંગ બાંઠ બાડી ખોલી લેટી કૂલનડે સાથ જોવા જરૂએ બાહેર મોહ કરી જોતાંજ રિસાલૂને તેની નજર એક થઈ પણ તેને પલનો વીલંબ ન થાય તેટલાંતો એક તીર ખનક કરતો આવી તેના મસ્તકે લાગો અને તે કૂલનડેની બાહમાંજ ભાંપ ઉપર પડ્યો, બીજી પલે રિસાલૂ મોહોલમાં દાખલ થયો. તેણે રડતી ને વીલાપ કરતી કૂલનડેને હ્યાં આવ્યાનું કારણ પુછ્યું. અને તે બોલી તે કરતાં વધારે સમજી પોતાનાં મનમાં વીચાર કર્યો કે ચુનાયલાં પૂષ્પ સમ આ કૂલનડે હવે મને યોગ્ય નથી તેથી તત્કાલ વધુ ખરાબી કરવે વેગળો રેહીજ તે બોલ્યો કે "એ બાળા તેં ત્હારો સ્વામી હથીસંગને કહ્યોછે તો તે તને ફળો. આ તીર કોઈ ઝેરી કે અનર્થ કરનારો નથી, તેથી થોડીવારમાં તે ઉઠી ઉભો થશે. હું ત્હારી નગરીને તજી મારે દેશ જાઊછું." તે ત્યાંથી વળતોજ કે પોતે પોતાને અશ્વ સ્વાર થઈ ધારૂ પદ્મનીના દેશ તરફ ચાલ્યો. તેણે મનમાં વીચાર કર્યો. હું અજાણ્યો રેહી જોવું કે તે ધારૂ પદ્મનીએ પોતાની દેહ પતિવર્ત્ત રાખીછે? જ્યારે તે દેશ પોહોંચ્યો ત્યારે શાલીવાહાણ પોતાના સારા દરબાર સાથ સામે લેવા આવ્યો અને બાકી મંગલ ફેરવી ધારૂબા તેને હવાલે કીધી અને રાજ મોહોલ શીંગારેલામાહે સુવર્ણ સામણ મેલેલા દીવાનખાને રીસાલૂ ને ધારૂ પ્રસપર પ્રેમથી હસી બોલી કાલ કાઢવાં લાગાં.

સતી પદ્મની ધારૂએ પોતાના અર્ધ ફીસ્યા થયલા પતીને ફરી મળવાની આશા મેલી રાજપુત ધીરસીંહ જે તેના કાકાનો છોકરો તે સાથ પ્રીતી બાંધી હતી અને ગાનધર્વ વીવાહ કરી રંગભોગ કરતી હતી. તે આ ભોગ લાગાં જાણી રિસાલૂ તેના વદનને કર ના લગાડે તેવી તાલમેલથી દુરની દુર રેહી હોઠલીમાં ચાન દેખાડતી હતી અને સમજતી હતી કે રિસાલૂ તેની આ બાજીથી અજાણ્યો છે. રિસાલૂ પોતાની પ્રેમડાની હીલચાલથી તર્ત પામ્યો અને રાવ સેજ વાત કરતાં નિંદ્રાવસ થઈ ગયો. તે જોઈ ધારૂ શૃંગાર સજી પોતાના ગાંધર્વ લગ્ન કરેલા પતી પાસ જઈ સૂતી. પણ હાસ્ય વીનોદ કરતાં જપ લાગી તે પ્રભાત થાતું ને આંખ ઉઘડી. તેથી સોચ કરી ખુબ વમાસન કરતાં પોતે પોતાના પગની પાટલી સમાન લાંબા કેશ પીઠપર વીખેરી સૂર્ય પ્રગટી કીર્ણ ઝળઝળાટ થયા વચ્ચે પોતાને મોહોલ આવી. તે વખતે ધીરસીંહે આપેલા મરદના પોશાગમાં, હાથમાં ઢાલ ને કમર તલવાર લટકતી હતી. પણ કપાલે ચાંડલો રેહી ગયો હતો. આ વખતે રીસાલૂ દાતણ કરતો હતો, તેણે જોતાંજ હસી કેહ્યું કે પ્રાણ સમાનને ધારૂ મલી આ મરદના પોશાગમાં કેમ જાયછે? તને અરે સતી ધારૂ કોણે મરદનો પોશાગ પેહેરાવ્યો? ધારૂ લજવાઈ મોહોલમાં ગયી અને રિસાલૂએ યુદ્ધ કવચ પેહેરી ઘોડે સ્વાર થતોજ કે ધારૂને જરૂએ બોલાવી કેહ્યું કે જેને તેં પોતાનો સ્વામી કહ્યો છે તે

સંગાતે સુખી થા. મ્હારા બાપા બળિયા શાલીવાહણને ખુલાશો કરજે. મેં તને મ્હારા ગાનધર્વ વિવાહ કરવાવાળા સ્વામીને બક્ષો છે. આ કેહીને પોતે તાંહાંથી શામલદેના નગર તરફ ઘોડો ચલાવ્યો. શામલદેને તે ખબર ગયાં કે શુરવીર રીસાળૂ આવ્યા. શામલદે બોલી કે જો મ્હારા પ્રાણ પતી રીસાલુ હશે તો ઝાડની એકજ પાંખડી હલાવશે તેમાં સગલાં ફુલ પાડશે. રાજાએ એ તેની પરીક્ષા કરીઆથી રીસાળ સેજેજ ઓલખાયો. રાજાએ પોતાનું રાજપાત ને કુવરી તેને સોંપી. તાંહાં કાંઈક દીવસ રેહા પછે તે પોતાની પતીવત્તા સ્ત્રી સાથ લઇ પોતાના બલવાન રાજ્યમાં આવી માત પીતાને મલી પોતાનો ભવ આનંદમાં ગુજારવા લાગો, પણ પેલી માહ રાક્ષસ પુત્રીનો મોહ તેનાં મનમા ગુપ્ત ગુમતો હતો.

શામલદે એકાંત મોહોલમાં પતી સાથે બેઠીછે, અને ગઇ ગુજરીની કાહાણીમાં રીસાળુને રીજવેછે, એવામાં તેની આંખોમાંથી આસુંની ધાર ચાલી રેહી! તેના મોહનો રંગ ફીક્કો માર્યો. તે વિયોગને યાદ કરીને ચુપ રહ્યો! શામલદે આ બનાવથી ઓચંબો પામીને પુછવા લાગી, સ્વામીરાજ આવડો શોક શા ખાતર? જયારે સંધી આપતોથી ટલી આપણને સુખ ચેનથી જનમ ભોગવવા તાળ ફાવ્યો ત્યારે એવી કેઇ દીલગીરી આ પ્રેમને જાંખો પાડેછે?

હમ ચાહવત હે કઈ કઇ, તુમ ચાહવત હે કચુ ઓર;
ધીઃક પરો વા પ્રીતમે, એક ચીત દો ઠોર!

રીસાળુ બોલ્યો વાહળી શામલદે તું મને આ શોકનું કારણ ના પુછ. જે પ્રેમ ને વ્હાળથી હું તાહરો છું, તે ભોગવ. બોળવામાં માલ નથી. બોળે તે બે ખાએ!

જા દીન કેશર ખીછર રહી, બાદલ ગરજે મન મોરા!
સુદ્ધ બુદ્ધ સબ જળ ભયી, તારાપન ઝાંખે નેન મોરા!
બરખા રૂત સમ બુંદ ઝરનનઇ, ઝુરન રહ્યો જોબન મોરા!
પનો લગી પ્રીત તન મઇ, રોમ રોમ જયું હે જવાલા!

શામલદે એ દીવસથો રીસાળુ સાથ, જોગી સાથ જેમ જોગન વસી દાહડા કાઢતી હોય, તેમ શાદા પોશાગ ને પાકા પેમ્આરમાં રાજમોહોલમાં રેહવા લાગી. રીસાળુ જયારે જયારે ખુશ મીજાજમાં આવે ત્યારે ત્યારે શામલદે તેના સામુ જોતી બોળે કેઃ—

કાહુસે પ્રીત ન કીજીએ, ડરીએ પ્યારે ઇસ જુગમે—
ઇસ જુગમે જીવન થોરો, કાયકુ બુરાઈ સર લીજીએ,
અપની ના કહીએ, ઓરકી ના સુનીએ, બીન ચાહે વાંકો
નામ ન દીજીએ—બજા ઇસ જુગમે કાંહુસે પ્રીત ન કીજીએ.

એ સાંભળીને રીસાળુ જયારે ત્યારે દીલગીર થઇને તેણીની પાસથી ફરતો. પોતાના મનમાં જે અઠાગ શોક તેમાં સામલદેની નારાજીનું કારણ ભિળાયાથી તે ઓર દીન પર દીન સુકાતો ચાલ્યો. આગલી રણધીર ચાલ ને ચપલતા અસ્ત થઇને તે એક પ્રમાપીડાયલો દયા ઉપજવા જોગ પ્રાણી થઇ અવાચક કોઇ વખત દરબાર કે બગીચામાં ફરે ને ઘણો કાલ ઠાળા ખ્યાળોમાં ગુમાવે.

આ તરફ રીસાલુ જે ખાતર બેચેન રેહેતો હતો, તે રાક્ષસકુવરી પોતાના પતીને નીકળી ગયલો જોતાંજ કે વીલાપમાં પડી હતી. તેણીંએ ગાયનશાસ્ત્રની અછી તાલીમ લીધી હતી તેથી નાયકણીના અવતારે દેસ દેસ ફરતી ધારાનગરીમાં દાખલ થયી. દેસ દેસના રાજા રાનાઓની દરબારમાં ગાયન કર્યાં હતાં પણ જાતે શીઆલ હતી. રૂપમાં કસી મના નહી, છતાં જે કોઇ તે

કુવરીને જોતું તે તેની મોહીનીમાં એવો ભીડાતો કે તેણીને આદરભાવથી ચાહવાને તતપર થતો. તેણીના દાખલ થવાથી આખી નગરીમાં ચરચા ચાલી રહી કે, આકાસમાંથી કોઇએક અપછરાએ, આવી આપણી ભુમી ઉપર ઉતારો લીધોછે. તેનું બદન ચંદન જેવુ સાફ સુગંધી છે. તેની ચક્ષું તારા જેવી ચળકેછે. કાંઠી કામના મૃત્યુ વેલાની શોકાતુર રતી સમાન દીપેછે. તેના શરીરથી ઇંદ્રની સભામાં નાચનારીઓ દંગ રેહુછે! સમયે તે આ નગરમાં ફરવા નીકળેછે ત્યારે રાજમોહોલ તરફથી જ્યારે તેના મેના જાયછે ત્યારે તેની આંખ્યો ભીંજાયલી રેહુછે. જયાંહાં છે ત્યાંહાં દેવાંગ દીસેછે. કીંવા શંકા ઉપજેછે કે તે દુઃખના તોફાનમાં ગરક હશે, માટે મૃત્યુ લોકમાં ભોલાઇને રીજવાને આવી હશે. કાંતો ઇંદ્રના કોપમાં .ભીતશ્રાથી તે શરાપ પામી હશે. ધારાનગરીમાં આ ચરચા એટલી ફેલાઇ કે, તે છેક ઉડતી ઉડતી રાજમંડળમાં ચરચવા લાગી. છેલે તે રીશાળુને જાહેર પડી, તેથી તેવી રૂપાળી સુંદરને જોવા તથા તેનો સ્વર સાંભળી પોતાનો શોક વીસરવાને એક રુપર્વે તે નાયકણીને મોહલામાં નોતરી. મેલાવડામાં અમીર ઉમરાવો સેઠ સાઉકારો ને વીદ્વાનો હતા. વૃદ્ધ ને તૃણ અગસ પરસ પ્રેમથી મલી તે સુધડીનો આનંદ પામવાની લેહરમાં હતા, તેવામાં અંચીતો ચોબદારે પોકાર માર્યો ને માહ રાક્ષસકુવરી મોહટા નમનથી શરકાર હજુરમાં આવી ઉભી. દાસીઓએ તરત રતન જડીત સ્થાળ લાવી પાંઠરી કે તે ઉપરના મોતી હીરા માણકના મોરલોકા તર્કાએ અંકીગી નઠણી ઉપર ડાબો કર ફેરવીને દરબાર તરફ તેણે નેજારો નાખ્યોજ કે તેણીના અંગમાં વીજલી ઉતરી. એક ખુનામાં રાજકુમાર રીસાળુને શોકના ઘેરામાં રાજગાદી ઉપર પડેલો જોઇને તે બેવશ ઉપર તેને દયા આવી. જયારે તેની નજર સાથ નજર એક થઇ ત્યારે ઘાયળ છતાં વધુ ઘાયળ થયલી તે અદબથી બેઠી. જાહેરમાં તો તે એક ગાનારી છે, અને તે પેશા થાજ આ મોહટી સભામાં તે ખીરાજી છે, માટે તેણીએ પોતાનો કોમળ સ્વર એંચીઓ. પેહલોજ દોહો તે બોલી કેઃ—

સજન સબ ગુન સરસ હે, જબ લગ પરો ન કામ;
હેમ ઉતાસન પરખ લે, પીતલ નીકશો શામ.

રીસાળુ બેભાન જેવો તે સુરતી ઉપર ધ્યાણ ધરવાલાગો. તે દોહાનો અલાપ ગુમી રહ્યો, કે વચમાં તેણે પોતાની વીંટી કાઢી તે ઉઠયો. તેણે તે રતન જડીત ઠાળમાં મુકી. સભા શરકાર સાહેબના આ ઢંગથી આચંબો પામી રહી.

રાક્ષસ કુવરીએ તે વીટી જોઈ તો પોતાની પીછાણી, અને હવે એજ રીસાલુ, એમાં તો શક નથી જાણી તરત ઉઠીને આદરભાવથી તે પાછી આપી "માહરાજ મને એવી વસ્તુનો ફખ નથી. આ અમુલ રતન આપનેજ લાયક છે. આ સબ્દો સાંભલતાંજ રીસાલુના નેત્ર ભરાયાં. નાયકણી તે જોઇ ગાનુ ગાવા લાગી.

સજન તુમ દરસન બીના, શુકે શીકલ સરીર;
પ્રેમી નેન છુપે નહી, સો ભરભર આવત નીર!

કારી બાન કરતાં આ દુહો રીસાલુના કાળજામાં કારી પેઠો. તેની સુરતી ઉપર ફેરફાર આવવા લાગો. અમીર ઉમરાવો સેઠ સાઉકારો તો ગાયનના તાન ઉપર તાન લેવાતાંમાં વાહવા કરી રેહ્યાછે. વીદ્વાનો ગાનારીનુ રૂપ જોઈ તેને રીજવવામાં પાડયાછે, પણ રીસાળુ ને નાયકણી બંધે એક બીજાને જોવા શીવાય બીજા તમામ રંગઢંગથી બેખબર છે. હાય હાય આ તો માહરી પેલી પ્યારીજ જણાયછે. રીસાળુ તેં બઉ ભુલ કરી કે તેણીને વાઘેનેહાન તું મુકી

નીશરે. આ કલપાંતથી રીસાળુ તરફ રેછે તે સમજીને નાયકણીએ વળી દોહો ફેંકયો. સભા વાહવા કરી રહી. બેખબરોના બલા જાણે. અમીર ઉમરાવો મનસે જાણે કે અમો ગાનારીને ઉતેજન આપિયેછ તે ઠીક કરયેછે તો પણ અંદરખાને તેમાં કેટલું ધાન વસેછે તે તેઓ રેસ જાણતા નથી. તે દુહો આઃ—

સજન તુમ બીછરો પડો, અંતર બીછરો નાય;
દીલ દરપણ બીચ દેખ્યે, તો સજન દીસે માય.

ઘડી તલગ આ દુહો ઉલત પુલટ તાન અલાપ સાથ ઘુમી રહ્યો. તે દરમીઆન ભગવો રૂમાલ હવામાં ઘુમાને નાચનારીનો શોક જે સમજવાને રાજી હોય તેને બયાન જણાવતો. તે રૂમાલ, રીસાળુએ મંગળ ફેરા ફરતી વખતે કનક સીંહાસન ઉપર મુકેલો, તે હતો. આ નીશાન રીસાળુને અનીઆલા ભાલા કાની છાતીમાં લાગી. તે ગભરાતમાં પડયો કે આ ગાનારો નાયકણી નથી પણ ગજબ કરનારી મોહીની છે. અરે મારી પયારી મોહીની તું આ ઘડી કાંહાંછે? આ સવાલ તો તેના હૃદયમાં હતો, પણ પેલી પ્રેમીનો ભાવ પામીને તાઉજ ઉપર આંગલી ચલાવતી આ દોહો બોલી કેઃ—

સજન ભેટ મીલાપકી, મેં ભેજું કીનકી સાત;
નેના બીચ અંતર પડો, પ્રાણ તુમારી પાસ.

વાહવા, વાહવા, વાહવાના વરસાત વરસી રેહ્યાછે. નાયકણી નમી નમી અદા કરી રેહીછે. રીસાલું જખમી મૃગળા માફક આમથી તેમ અંઠીગણ કરેછે. મોરના મુખમાંથી તાઉજનો નીકળેલો તાર નાયકણીની રતનોમાં ગરક અંગુલાથી ખેંછાતાં જાણે મોરની ગરદન લચકતી હોય તેમ નાયકણી રમી રહીછે. નેન તેના શેયણા માફક જયારે પણ પડેછે ત્યારે રીસાલુ ઉપરજ. આ દુહાની અશર એટલી થઇ કે સભાએ રતનોનો વરસાત વરસાવ્યો, પણ પેલાને મનસે ધુળારું ઉડયું. જયારે સભા પોતાનો ભાવ બતાવી નરમ પડી ત્યારે રીસાળુ પોતે ઉઠયો, તે જોઇ તે પણ ઉઠીને સામે જઇ નમી ઉભી. તેની લાંબી સરોવર જેવી એક સરખી કાઠી અને રતન જેવું ચકચકીત એકશાંન જોબન જોઇને તે જો આ વખત ભરી સભાનો અંદાજો ન કરે તો કંઇ ઓર બની જાય, પણ રીસાળુ જેને મોટમોટી આપતો સોસેલી, તે ધારો થયો. તેણે આ વેળા ગળાનો રાજહાર નાયકણીને પેહાવ્યો. જેવો તે હાર વેહાવેછે કે નાયકણીએ માન પુર્વક તે પાછો આપ્યો કે માહરાજ એ આપનેજ લાયક છે! રીસાળુ નાયકણીના આ નવીન પોઢપણાથી આનંદ પામ્યો. તે મનમાં પુછવાલાગો, કે એવી તે આ માહાન રૂપાલી ગાયનકાર કોણ હશે? આવભાવ ઉપરથી તેના મનની વૃત્તી પામીગયો. સભામાં પાછું તેજ પંઠરાયુ, ને પેહેલેજ તાને આ દોહો ચાલ્યો.

સજન તુમારે દેશમેં, ને કાગદ કે લીખુ કલામ,
ચીત્ત તુમારો કાંહાં ગયો, ભુલે હમારો નામ!

રીસાળુનો ચેહેરો આ દુહાથી ઊજલો ફક માર્યો, કે એ ખરેજ માહ રાક્ષસ પુત્રી છે કે કોઇ ભલતુંજ. તેવામાં ગાયન આગલ ચાલ્યું. ઉલટ સુલટ તાનપર તાન ને અલાપમાજ,

જા સંગ પ્રોત પુરાની હે સબ પ્રીતકો બીઆંમ,
તા સંગ લેન દેન બાની હે, પલ બીછરેકો હંગામ,
જબ આએ બીછર બીરાની હે, શીકલ શરીર ના શીકલ શ્યાંમ;
એકલકો એક તું ઈદાની હે, ગયી ગુજરી પીતકે ગાંમ.

હવે કરવું શું ? આ સવાલ રીસાળુએ વારંવાર પોતાને પુછયો, પણ કોઇ વળ એવો આવિયો નહી કે તેનો નીકાલ થાય. તેટલામાં રાત પોહોર બે ગુજરોને અમીર, ઉમરાવ, શેઠ સાહુકારો, શલામ બજાવી પોતાને મકાન ચાલતા થયા. છેલે રીસાળુ ને સાહ રાક્ષસ કુંવરી બંધે પોતાના ખાસ ફરમાબરદારોમાં રેહ્યાં. નીચું સાહ રાખી તેણીએ ધુરપતો મચાવી. ગાનાનો વખતજ રાતનો પાછલો ભાગ એટલે એક તરફથી આકાસમાં ચંદ ખીલ્યોછે. ચંદની ભુમી ઉપર પંડરાઇ છે. સીતળના સંધે વ્યાપી સુંધડી સાથ પસરેછે. તે ઠંડા પોરે શરોદ પણ મીથાસમાં નાચતો કુદતો આતુરના તાબામાં મજો કરી રેહેછે. તે જેટલી મંજલ કાપેછે તે કરતા ત્રણ ગણો વધતી જરૂ બતાવેછે. ગાનાર, સાભલનાર અને ગાનાથી ગાજતું દેવાનખાંનું ત્રણે એક બીજાને માન લાયક ભાવ પમાડેછે. તમ નાયકણાનો કંઠ વધ્યો. રીસાળુ લેહેરી થઇ પડયો. સ્વરે એવી મચાલી કે છેક રાણી સામલદેના કંગુરામાં તેનો સાહ પેઠો. સામળદે આ શરોદથી રીઝીને જોગનના પોશાગમાજ પોતાના રાજય પોશાગના સ્વામીરાજ પાસ જવા આતુર થઇ; તેણીએ કનકદીપ પોતાના કરમાં ધરી. તે મગનમન થયલી પોત શું કરેછે તેની તેને કસી ભાન નથી.

હવે દીવાનખાનામાં કોઇ પારકું નથો. શમેઓ ઝાંખી થઇ ગઇછે. સઉ જન નીંદ્રાવશ થઇ પડયુંછે. બીજી ઘડીથી એક પછે એક શમે પોતાની નોકરી બજાવી બુજાતી જાયછે. છેલે એક હતી તે આખર થઇ. આકાશે ચંદ્ર ને દેવાનખાને રાક્ષસ પત્રી બે ચમકી રેહ્યાંછે. અંધેરાંમાં રાક્ષસપુત્રીનો શનગાર દીપીને જે અજવાલું પડેછે તે હજારો સમે કરતાં કંઇ ઓર છે. તેવાં અતી ભાવ ઉપજાવતાં સમયે રીસાલુ નાયકણીના ખોળામાં મસતક મુકી તેણી જે નીચે સાહ ગાયન કરેછે તેનો લાહવો લેતાં તથા તેના હાથ સાથ રમતાંજ કે ચમકયો. તે બેધરક આલાગણ કરી ચુમ્બન લઇ રહ્યો, કે ઓ મ્હારી પ્રેમડા ! કે તેજ વખત શામલદે કનક દીપ લઇ હાં દાખલ થયી. તે આ કૌતુક જોઇને ચીસ પાડી પડી. તે પ્રેમાધીન થયલા રીસાળુના ખોલે પડી. રાક્ષસ કુમારીકાના ખોલે રીસાળુ ને રીસાળુના ખોલે સામલદે, એ પ્રમાણે તાહા ચીત્ર થયો રહ્યુંછે, અને પ્રેમ પોતાના નીશામાં તેઓને મસત કર્યાંછે. દીપ ઉલટાઇ છે તે ભાન નથી શામલદેને, તો પછે પેલાં બે અંજાણાં કાંહાંથી જાણે ! તે નીચેની શલગતી ચામેર પંડરાઇ. પ્રેમની અગ્ની કરતાં કેઇ અગ્ની વધારેછે કે તેઓને બીજી અગ્નીની ભાન આવે ? તે ચારે ખુને પસરતી ચાલી. છેલે તે ચેહ સમાનમાં પેલાં ત્રણ જણ પોતા ખાસ નોકરો સાથ સલગેછે. સામલદે સમજતી નથી, તેથી પુછેછે સ્વામીરાજ આ અપછરા ને આપણને બાળી ખાક કરેછે તે કોણ છે? "મારી પયારી આ મારા શોકનું મુલકારણ રાક્ષસ પુત્રી મારી પોતાની પટરાણી, પણ તું પેહેલી ને એ પછે." આ સાંભળી રાક્ષસ પુત્રીએ શામલદે ને રીસાળુ બનેને આલાગ્ન કર્યું. હવે આગ વધી તે છેક તેમના અરોબર આવીલાગી, રાજ મોહોલ તમામ જલી ગયો હતો, અને તેજ દીવાનખાનું ઉભું હતું તે હવે કરકર થવા લાગું, પણ તે પડે તે આગળ તે ત્રણ સરસ માહીના શીકળ શરીર જલી ભષ્મ થયાં. છેલે એક કરાકા સાથ સ્થંભ પડયો. ધારાનગરી ત્રાય ત્રાય થઇ. સઉ બચ્યાં ! પણ રીસાળુ, રાક્ષસ પુત્રી (નાયકણી) અને સામલદે તે અગ્નીના ભોગ થયાં. જેવી આતુર હતી તેવીજ રાક્ષસ પુત્રી જલી, તેવીજ રીસાળુ ને જોગન બનેલી સામલદે! પ્રેમને પ્રાલબ્ધ નથી ઓ શોકાતુર વાંચનાર.*

* આ કથામા આવેલાં ૮૯થી૯૨ પાનાનું લખાણ રાજવાડાનો કથા પ્રગટકર્તાએ પોતાની રીસાળુને ભુલથી જોડી નાખ્યું તે માટે વધુ ખુલાશા પ્રસ્તાવનામાં જોવો. રજપૂત વીરરસ કર્તા.



# ગુજરાતનો છેલો રાજા જયશિખર ચૌરા.



પૂર્વકાલે ગુજરાતની ઉતરે વઢચાર પરગણામાં પંચાસરનો જબરો ગઢ હતો. તે ગઢને બાર કોટ ને ચોવીસ જબરા લોખનના મસ દરવાજા આસેપાસે દમનગંગાના પાણીએ ભરાયલા પાતાલ ચરે વીટાયલા હતા. ભાગોલે ભાગોલ ત્રણ ત્રણ તૃણ યુદ્ધા ચોકી પેહેરા માટે ઘોડેસ્વાર થઈ ઉભા રહેતા હતા, ત્યાંહા વીસ્તીર્ણ મેદાનમાંહી દૂર દૂર સેનાની છાવણીએ પડેલી રેહતી હતી. યુદ્ધમારોની કવાયદ અને સેનાઓની કુચ તપાસ માટે આ જગે રણભુમી નામે રાજાએ પોતાનાં ગઢથી જુદીજ પાડી લશકરી વહીવતદાર પ્રધાનને સ્વધીન આપી હતી, તેથી ત્યાંહાં દરરોજ હજારો જુવાન રજપૂત સીપાઈઓ પોતાના સરદારની અછી યુદ્ધ તાલીમમાં કેળવાઈ પાકા થતા હતા. વળી તે ગઢની એક બાજુ મસ ડુંગર આવેલો હતો, ત્યાંહાં દસ હજાર લશકરનું તે કાળને સોભતું મઠક આવ્યું હતું. આ ડુંગરની સ્વચ્છ હવામાં સેનાધીપતીનો સંગેમરમરનો શોભાયમાન મોહોલ આવ્યો હતો. બીજા નાહના સરદારોની પણ અછી હવેલીઓ આ પાસે બંધાઈ જઈ તે ડુંગર જાણે કોઈ મહાન બાગ હોય એવો દેખાવ થઈ રહ્યો હતો. એ રમણીય ડુંગરઉપર છેક શીખરે રાજાનો ચાંદીનો મોતી મેહલ સૂર્યના કીરણે અગનીકુંડ સમાન દીપાયમાન ઝલકી તપતો હતો. જાણે પાષાણનું રણસંગ્રામ બંધાવી ત્યાંહાં બસ રૂધીર ને શસ્ત્ર ને શૂર અરસ પરસ અચંબો પમાડતી મૂર્તિઓ ખેળવાને ખડી થાવાનું કોઈ કૌતૂક રચાયું હોયની એ ભાસ થતો હતો. ત્યાંહાં રાજાનો શસ્ત્ર ભંડારનો પાતાળ તળીએથી બાંધેલો સુંધ કાળો ગઢ બાહીરથી યુદ્ધ સૃંગાર સજેલા અડંગ સુરા પેહરેગીરોથી જાણે ગાનધર્વોથી ઇંદ્રાસન દેખરેખમાં રહેતું હોય તેપ્રમાણે બચાવમાં રેહ્યા સમ દેખાવ થઇ રહ્યો હતો. ત્યાંહાં એક પણ વૃક્ષ હતું નહી, એક પણ સાદા મણુષ્યની હવેળી કે સ્ત્રીનો પગદંડો હતો નહીં. એક પણ રમત ગમત કે હાસ્ય મશકરીની તોલતપા ત્યાંહાં બીલકુલ થતી હતી નહીં. આ જગો કેવળ વીક્રાળ, તેકેળ, સ્વાર્થિ ને સાહસીક યુદ્ધનેજ પ્રગટવામાટે બનેલી હતી અને શસ્ત્ર ને રૂધીરનાં વેરની કેળવણીથી યુવાન હેડાં સંપૂર્ણ પાઠ ભજી સાક્ષાત શૂરમૂર્ત થઇ અર્ધ આ ને અર્ધ તે જગતના રહીશ થઈ સ્વાન નીદ્રાવસ હાલતે કાલ ગુજરતા હતા. તે ગઢને એકસો બત્રીસ ગોળાકાર લોખણ ગુમ્બજે ઉપલ્યા ભાગે ભાલાની તોંચ માફક અણીદાર થયલા અડંગ દૈત્યો સમ સત્રુને સતાવતા બાધ્યાં સ્વરૂપે આકાશ લગી ઉઠયા હતા. તે ગુમબજના પેતામાં દુસમની વેળા દસ દસ શત્રુ ઉપર બાનવૃસ્તી કરનારા યુદ્ધાઓની અછીપેરે ગુપ્ત ઉભા રેહવાની જગો કરેલી હતી. આ ગઢ સાથે એક નગર ત્રણ લાખ પ્રજાથી વસેલું સેંકડો દેવાલય, બાગ બગીચા, ચૌટા, ઇમારતો, મોહોલો, ફૂવારા, તલાવો, નાટકશાળા વગેરે શો-

ભાયમાન ઘાટ ને રસ્તા ને જાહેર ગમતખાનાથી પૃથ્વી ઉપર બીજા સેંકડો રાજ રજવાડા ઉપર કીર્તી ને સરસાઈ ભોગવનાર સરજ્યું હતું. એ નગરમાં વેપારીઓની દોલતનો શોભ તેઓના મોટા રસાલાથી બેહદ ધીકતો હતો. પંચાસર શૂરે ને સત ને આબાદી ને દોલતમાં પારવનાનું આખા ભરતખંડમાં દીપી નીકળ્યું હતું.

આ અતી ચઢતી હાલત વેળાએ વીશાલ ગુજરાત રાજ્ય, આ પ્રસિદ્ધ રાજધાણીમાં માહાશુરવીર જસરાજ ચૌરા મહાન તેજ ને જસથી ન્યાય ને દયાથી ચલાવતો હતો. જેમ મહાન હીમાલય ઉપર સીંહની આણ; જેમ આ માહાન આકાસ ઉપર સૂર્ય ચંદ્રની આણ, જેમ પવિત્ર ગંગામાં કાલી નાગરાજની આણ. જેમ રણસંગ્રામમાં અરજુન ને ભીમની આણ, તેમ તે યુદ્ધસ્વી રાજાની આણ શ્રીગુર્જર ને તે આસ પાસ અછી વરતાઇ રહી હતી. તેની ફોજ જયાહાં જયાહાં શેહર કે કીલા ઉપર ચઢાઇ કરતી ત્યાંહાં ત્યાંહાં જસ ને જય લઈ ચૌરા કાસીદો તેની દરબાર હજુરમાં પેરતા અને શૂરવીરોને શોભિતાં લક્ષણોનાં નજરાના પામીને સ્વદેશનો મુગત મુગત ધારીઓ ઉપર શ્રેષ્ઠ કેહેવાડતા. મહારાજાધીરાજ જયશિખર માહાન પ્રતાપવાન રાજા હતો.

જે વેલા શુરો ચૌરા રાજા જયશિખર ગુજરાતની ઉતરે વઢયાર પરગણામાં રાજધાણી ચાસરમાં આબાદ ગુર્જર દેશનું માહાન રાજ્ય પોતાના વંસને શોભાવતી રૂઢીએ સંપૂર્ણ જે ચલાવતો હતો, તેવેળા દક્ષીણ માહારાષ્ટ્રમાં માહાપ્રતાપવાન ભૂવડ સોલંકી, હાલમાં દોલતાબાદ છે ત્યાંહાંજ તે કાલે કલિઆણી નામે પ્રસિદ્ધ રાજધાણી નગરમાં રાજ્ય ચલાવતો. આ પણ બલવાન ને વીજયી, ભરતખંડમાં પોતાના અઠાગ લશકર ને ખજાણાથી મનમાં આવી યુદ્ધમાં ઝીપલાવી દેતો અને સુકા ખાખ મેદાનને રૂધીરનો સાગર બનાવી દેઈ જસ કીર્ત કીંવા અપકીર્તમાં પોતાના અમલના તેજ દેતો. તે જે યુદ્ધમાં જતો તે તે યુદ્ધમાં યસ મેલવતો, રાજાઓનાં મુગત ખુંચી લેતો અને તેઓની કંઈક કાલથી સંગ્રહ થયલી ભંડારની લક્ષ્મી લુટી ભરતખંડનાં માહાન રાજાધીરાજોમાનો એક કેહવાતો હતો. તેની બલવાન સેના તે કાલે સર્વે રાજાધીરાજોથી સરસ ને વધુ હોયીને તેનાં તાબામાં માહા અજીત યુદ્ધાઓ સેનાધીપતીના ઓદ્ધા ભોગવતા હતા. વળી તે મહાન રાજા વીદ્વાંનોનો આશ્રય ને વીદ્યાનો શોખીલો ને મુરબી હતો. તેના માહારાષ્ટ્ર રાજની પણ જસરાજનાં ગુર્જર રાજ્ય જેવી બલી આણ જયાંહાં ત્યાંહાં બોલાઇ રેહી હતી. આ રીતે એ બળ્યા ભૂવડસોલંકી ને બળ્યા-જસરાજ ચૌરા એક બીજાના ખુદરતી હરીફ કરી ભવિષ્યમાં કોઈ યુદ્ધનો પૃથ્વીકંપ અખાડો કરવાને નીમીત કરયું હોય એ આગલ બનેલા બનાવ ઉપરથી સેજેજ જાણ પડેછે.

મધુરી પ્રભાત મધુરી વાણીમાં મોહીની સ્વરૂપ કામીનીઓથી ગવાઇ ભજઈ ગુર્જરની રાજ્યધાણી પંચાસરનો અમલ આબાદીમાં પ્રમાણિકપણે ગજાવેછે અને સૂર્યના ચકચકિત કિરણમાંહી તે ગુર્જર નગરીની સક્તી ચીત્રેછે. જઇં તઇં રાજચીનઃ ધારણ કરેલા સુરવીરો ઘોડેસ્વાર થઇ આપબળ દાખવતા સરસાઈમાં ધૂકગતા જાયછે. તે પ્રભાત ઉજયાળે ગૂજરાતનો કવી સંકર સૂર્યના કીર્ણને નમન કરતો ભાગોલનો દરવાજો પસાર કરી શેહરમાં પેઠો અને પેહેલી અવસરે બલિયા જસરાજની દરબારમાં પોતાનું નામ ફુંકાવતા પોતાના ચેલાઓ સાથ માહ દબદબાથી દાખલ થયો. તેણે આવતાંજ માહ ગર્વિષ્ટ ચેહેરે ને ગોસાબાજ ડોલાએ પોતાની મૂશાફરીના બયાનમાં દક્ષિણનાં રાજાધીરાજ માહબલિયા ભૂવડની વાત છેડી. લાલ હીંગોલ થઈ તેણે પોતાની તલવાર બાહેર કાઢી. તે બોલ્યો કે ગુર્જર હીંમત ને શૂરાતનથી ભરતખંડમાં શ્રેષ્ઠ ને પંડાયલું છે. વીજયી જસરાજનું નામ દેવાને કોણ રાક્ષસને પણ

તાકાત છે. ગૂર્જરપતી જયશિખર ગંભીરાઈથી બોલ્યો એ રાજયકવી આપને વવાનો સબબ મને જાણ કરો. સંકર બોલ્યો કે મેં મારી ભરતખંડની મુશાફર. દરબારોના કવીઓ જીત્યા. મેં મહારાષ્ટ્રનાં મહારાજ ભૂવડની રાજધાણીમાં એક માર. કર્યો હતો. મેં તે દક્ષણી દરબારના રાજય કવી કામરાજને જીત્યો, તેનાં નજરાણા ને સરો પામી તે રાજાની લાયક સ્તુતી કરી મારા બળવંત મહારાજાની વખાણથી તેનો મેં ગર્વ હેઠ. નાખ્યો. જેવો હું પીંગલ શાસ્ત્ર ને કવિત વીદ્યામાં નીપૂણ છું તેવોજ તે મારો રાજાધીરાજ મહારાજ જયશિખર ભરતખંડમાં અજીત છે. તેની આણ બોહોલી ફરેછે. તેની યુદ્ધકલા આ કાલને સોભનારી નવીન શોધ છે. ગૂર્જર રાજાધીરાજ સમાન આજ સારી બ્રહ્માંડમાં કોઈ પ્રતાપી યુદ્ધવી નથી. સ્વર્ગસમ પંચાસર આજ આ પૃથ્વી ઉપર અલૌકિક તે અને ગૂર્જરપતીરાજ પાસ મહારાષ્ટ્રની રાજધાણી કલ્યાણી અને કલ્યાણીપતીરાજ કેવલ પ્રવત પાસ રજ પાષાણ સમ છે. જયશિખર ખ્યાલોમાં ગરક ગયલો ગંભીરાઈથી બોલ્યો કે "રાજકવિ આપે આ ગર્વિષ્ટ વાણી ઓચરી મારી વખાણ કરવાથી હું નારાજ છું." શંકર બોલ્યો "મહારાજ તે દક્ષણી રાજપતીએ મને સંધેસો આપી આપ તરફ જલદીથી રવાના કર્યોછે કે આપે યુદ્ધની તઈઆરી કરવી. મેં તે સંધેસો માહ ઉમંગથી સ્વીકાર્યો. પ્રતાપી શૂરવીર જયશિખર મહા-રાજ પાસ તે ભૂવડ જેમ સૂર્ય પાસ ધુવર તેમ છે. આ મારી શીરોઈ અને આ મા: જબાન યુદ્ધ રણસંગ્રામમાં બલિયા મારા ગૂર્જરોની સહાયતા ને શૂર થઈ જ્યાંહાં ત્યાંહાં માર આ વૃદ્ધ દેહને યુવાન ધપે અપ્મી સમાન દીપાવશે."

બસ એક સબ્દ જાદા નહી. થયું તે ઠીકજ થયું છે. એ ગુર્જર તું આવા યુદ્ધમાં રોલઈ અને તહારા પતી સાથ તહારી શીકલ લાલ લોહીલવાન કર. અરે આજસૂધી કોઈની તાકાત નહી કે ગૂર્જર ઉપર સેના ખેંચે! આજે ભૂવડ આવે ને ગૂર્જર યુદ્ધાઓને પોતાના દક્ષીણીઓનાં લોહીમાં સ્નાન કરતા ભુમી ઉપર સુવાડે તો તેમાં રસાલ ગૂર્જર ભૂમીને શા ફાયદો સંકર? પ્રાલબ્ધ પલમાં ભિક્ષુતને ભૂપતી ને ભૂપતીને ભિક્ષુત કરવાના દાવ માંડયુંજ ચાલે છે. તે દાવ આજ મારાં મસ્તક ઉપર તેણે તને પોતાનું હથ્યાર બનાવી કરી માંડ્યો છે. હવે એનો સાર જે આવે તે હાર જીત જસ અપજસવાળો ભવનો સરવાળો નક્કી થનાર છે. સવા લાખ મારી શૂરી સેના મારો માહશૂરો સેનાપતી શૂરપાલ લઈ તે શૂરી દક્ષણી ફોજ સામે થઈ જસ ખાટસે, પણ અંધસ્વદેશાભિમાની સંકર તેં મારી આશા, મારી જુવાની ને મારી પલાયલી પ્રજા ને મારાં સૂવર્ણ સ્વદેશનું હીનભાગ્ય કર્યું છે. હું યુદ્ધથી ડરતો નથી. હું દક્ષણી યુદ્ધાઓથી ડરતો નથી, હું ખુદરતના કોઈ ઠરેલા આવી વરસતા કોપથી ડરતો નથી, પણ જે અવીચારીપણે પરદરબારમાં સ્વરાજ ને સ્વરાજાની તારીફ કર્યાનું નાલાયક ખામીનું કામ કરેછે, જે મીત્રતાના મસ્તસંબંધમાં શત્રુતાના મસ્ત શૂર જગાડે છે ને ખરાબી કરનારા જુસા જોયાવના યાહુમ પોતાનાઓની કીર્તિનાં તુરંગો ગગરાવે છે તેથી હું બહુજ ડરૂછું. તેં મને ચેતવ્યો તે ઠાને તે યુદ્ધ લાવતો મને ઓચીંતો ચીંતામાં સપડાવતે તે ઠીક હતું. પણ એ નામાંકીત દરબારીઓ ને સ્વદેશાભિમાનીઓ ઉઠો ને યુદ્ધની તઈઆરી કરો. આજથી ગૂર્જરની આબાદીને ગૂર્જરની બરબાદીમાં બદલી નાખો ને બસ રૂધીર રૂધીર રૂધીર એ પોકારા સાથ હવામાં સમશેર ઘુમાવતા દુશમાનો ઉપર તમારા તરાસદાયક થયલા ડોલાઓના ચમકારા ફેંકો ને તેઓને ઢોલી પાડો ને તેઓ સાથ શૂરમા વીટલાઈ ભૂમી ઉપર પડી આકાસે ચઢવામાં રાજી થાઓ.

આ વખતથી કોત પંચાસર શૂર ગૂર્જરોથી ભરપૂર થઈ ગયો અને દક્ષણી મ્હોટી ફોજ તેનાં

. સાથ આવીને બાહેર મેદાન છાવણી કરી પડી. બે લાખ લશકરની ધમાલ કમ દેખતો રેહ કે તેવાં બલ્યાં લશ્કરની ઉડતી ધૂલનાં અઠાગ ધુલારાથી સૂર્ય ઘનઘોર અંધકાર થઈ ગઈ. જાણે કોઈ ઈશ્વરી કોપનો અંધારો મેઘ સીહાઈ સમ-.સતો હોયની અને તે કાલી ફીલ્યાન કાલાસીમાં પંચાસર સઘલું કાલું મારી ગયું હોય એ પ્રમાણે દક્ષણી અગણીત ફોજે ઘેરાઈ પૃથ્વીનો અંત આવ્યો હોય, એવો ગજબ થઈને સઘલા ગૂર્જર ને દક્ષણી શૂરાઓ પોતાની શીરોઈ ને બાનસાથે વીક્રાલ રાક્ષસો બની ફકત હોકમના તરસા ઉભા. રણસંગ્રામ રૂધીર પી તે પલેજ તૃપ્ત થતે પણ ગૂર્જર સેનાપતીએ દક્ષણી સેનાનો અછો ધાણ કાઢવાની કલા રચી જયશિખરને કોતમાં રાખી. તેનેથી થતી નીશાને યુદ્ધમાં ઝીપલાવવાનું નક્કી કરીને તે પાછલે ગુપ્ત દ્વારે અર્ધ લક્ષ લશ્કર સાથે ગુપચુપ રાનમાં નીકલી ગયો. યુદ્ધનો સમો અનુકુલ નથી એવો ભાસ આવ્યાથી દક્ષણી સેનાપતીએ પોતાના લશ્કરને સેજ આશાએસ લેવાની રજા આપી. જાસુસોએ આ હાલત શૂરપાલ જે ઉલટી બાજુ થઈ વીજલી સમ ઝરફે સેનાસાથે ચાલ્યો આવતો હતો તેને જાણ કરી કે ભૂખા સિંહસમ શૂરપાલે દક્ષણીઓ ઉપર પોતાની સેના સંગાતે ફાલ ભરી. એક તરફથી તેની ને તેનાં શુરાઓની શીરોઈ ધુમાને એક એક ઘાએ દસ દસ દક્ષણી મસતકો વાહાડી નાખતી આગલ જાણે વીજલીજ દોડતી હતી અને બીજી તરફથી જયશિખરને જાણ થવાની નીશાનો હવામાં ઉડતી હતી, તે નીશાનો પામીને તે માહશૂરો રાજા બીજી બાજુથી સેનાસાથ કેવલ સાક્ષાત યુદ્ધ સમ બીલ્યો. જેમ પાનખર રૂતુ ઝાડના પાનેપાન ખેરવી બોરૂં બોચું કરી નાખે તેમ તે તે દક્ષણી સેના ઉપર પશ્ચમ તરફથી તુટી પડ્યો, કે ઘચઘચ કતલ બરાડા મારતી આકાશ વીધે એવા ધાટાં પાડી રેહી. હાઃ હાઃ અરે યુદ્ધ ગજબ જોનારો કોઈ એવો બલિયો હતો નહી કે તે યુદ્ધ જોઈ પલપણ ઠરી શકે ! દક્ષણી છાવણીમાં અઘોર અંધારૂ થઈને તલવારની વીજલીના ઘોત ચાલ્યા જતા હોય અને તેમાંએ શૂરા માનવીઓ વીટલાઈ તણાઈ જતા હોય, એવો ઓચંબાકાર નાશ પ્રગટ્યો. એક બાજુ શૂરપાલ અને બીજી બાજું જયશિખર અને ત્રીજી બાજું તે મહારાજાના શૂરા શુરવીરો અને ચોઠી બાજું તેનું વીરસીંહપણવાલું લશ્કર એથી દક્ષણીઓની સમૂલી કાપણી થઈ ગઈ. શંકરનાં શૂરવીર શ્લોકો સાથ ગૂર્જરની નશોના ફરવાની લેહેર જારી થઈને ગૂર્જર સેનાનું બળ અજીત થયું ને જસ પામ્યું. થોડા સેનાપતી અને દક્ષણી સેનાધીપતી શીવાય સઘલી દક્ષણી સેના આ ગૂર્જર કલાની યુદ્ધમાં રોલાયી. ગૂર્જરે મહારાષ્ટ્રને ઢોલી પાડ્યું. ગૂર્જરીઓ ઉમંગમાં કેવળ આનંદ સ્વરૂપ બની સૂવર્ણ મુકતા શૃંગાર સજી મંગળગાતી સારી પંચાસરને આ માહાન જય ને જસનો નીશો કરાવતી રીજીયો.

પણ જયશિખર ને શૂરપાલ આ જયને જય નહી પણ કાલ સમજતા હતા. તેઓ જાણતા કે આ હાર પછે જે યુદ્ધ મંડાસે તેજ માહયુદ્ધ ગણાશે ! તેઓ રાજ્યધીરાજો હોયાથીજ રાજ્યપતીઓના ઉસકેરાયલા જુસાઓને સમજતા હતા, તેથી તેઓએ જે અતકલો કીધો, અતકલો શું જો જોશો તો બરાબર ગણત્રી કરી કે હવે ભૂવડ સ્વતા પોતે જબરી સેના સાથ અને તે પણ ત્રણઘણી સેનાથી ગૂર્જર દેશની ખેપ કરશે અને તેમાં રૂધીર ને શૂર ને જશ ને દેશ પ્રાપ્ત કરશે. ગૂર્જરપતી આ ગણત્રી શૂરપાલને કેહતો હતો તેટલાંજ જાસૂસો દરબારમાં આવી નમસ્કાર કરી પડ્યા અને ભૂવડની જબરી સ્વારીનું અલૌકીક વર્ણન કરીને જયશિખર ને શૂરપાલના ડોલાનો ઝલકાટ કેવલ રૂધીર સ્વરૂપ કરી દીધો. દીવાલી ઓત્સવે ગર્જરે જય ને જસમાં આબાદ થઈ ઉમંગ ને શૂરમાં ખીલી હતી. હોલીઓત્સવે

રૂધીરની માણુષ શરીર પિચકારીઓ ઉડી ગૂર્જરદેશ રંગમાં રોલાવાને ભૂવડ સ્વતંત્ર
સપ્તલક્ષ લશકર અને અતી અછી તરતીબ સાથે તે રાજ્યની હદના ગામ ને કસ્બા
લુટી બાલી ભષ્મ કરતો જાણે બલવંતો વંટોલ્ય યા કોઈ અતી કોપાયમાન દૈત્ય આવ્યો .
તેમ તેની સેના તીડપક્ષીના ટોલેટોલાંસમાન આવી પંચાસર ઉપર ઉભાયી ગયી ને ગૂર્જરપત
પોતાના રાજને સેજમાં ઉજાડ થવાની અગમચેતી જોઈ. તરત તેણે ગૂર્જર શૂરાઓ .
સેનાને તઈઆર થઈ ઝટ યુદ્ધમાં નીકલવાને હોકમ કર્યો પણ આ ઠરાવ બોલવાને ચૂક્યો
નહી કે જેઓને યુદ્ધમાં જાન દેઈ શૂર દાખવવાનો ભાવ હોય નહિ તેવા મારાં કોઈ લશ્કર
કે સેનાપતીએ શુખેથી આરામમાં પોતાને ... રહેવું. 'રણ જોઈ રજપૂત છુપે નહી'
તેમ જબર ચોરા ફોજે આ ગુર્જરપતીનાં સબ્દો માહખેદયુક્ત થઈ સાંભલ્યા, પણ તેના ઉ-
તરમાં તેઓ તો તત્કાલ લોખન કવચ્છ અંગમાં નાખી કરી ખું ખું કરતાં પોતાના તુરી-
ઓની પીઠ ચઢી બેઠા અને વીચારે તેમ કારયે કેશીર્યા થઈ આ ભૂમી ઠાને તે ભૂમીના
રહીશ જેવા દેખાવા લાગા. શૂર તેઓની નસોમાં ખલખલી સઘળું હાડધું જીને એક એક વીરો
ગૂર્જર સીપાઈબચ્ચો દસ દસ જીવતા દક્ષણીઓના જબરા નડા પીસી રૂધીર ચૂસી. પીયે
એવા શુરાતનમાં ખીલી તની ગયા.

રાજા જયશિખર તરત સભા વીખેરી પોતાની યુદ્ધશાળાના ઓરડામાં પેઠો, તે
બલિયા યુદ્ધવીએ સઘલાં બખતરો તપાસ્યાં અને એક સુદ્ધ પોલાદનું શસ્ત્રના ઘાથી ...
ઘા કરનારનો વધ કરે એવું બખતર કાઢી અંગમાં પેઠર્યું. તે ઉપર પોલાદની કડી...
કવચ પેઢી તેણે સીર ઉપર ઝલકતું પોલાદનું તોપ મુક્યૂં અને અતી
નારાં શસ્ત્ર પોતાને બદન ભેરી તે પોતાની પ્રેમસ્વરૂપ સુંદરીનાં
પાસે વંટોળ્યા ફૂકતા સમ ગઢ પંચાસર ભૂવડથી ઘેરાયલો તે દરમ્યાનન
... સૃગારમાં જયશિખર જાણે કોઈ દૈત્ય, માહાન શત્ર
એકાંત ધ્યાણ ધરવા શૂર કલપનામાં એકાગ્રચિત
... રાણી તર્ત ભેટી પડી. જેમ જીવને ...
... દેઈ તેને પોતામાંહે ...

..ા. જ્યારે તેણે પોતાની શૂરી ચૌરા રજપૂત સેનાને ન્યાલી ત્યારે તે બોલ્યો
..ા વીર શૂર સેના જેઓને પોતાના યુદ્ધ ઠાને જીવની પ્રિત હોય તેઓ સુખે પોતાના
. જઈ મળે ને આનંદથી ઘરમાં રેહ. તેના જવાબમાં તેની શૂરી ચૌરા સેનાએ જ-
.ા દીધો. "અમો આપ સંગાતે યુદ્ધમાં પડવા રાજી છિયે. રણસંગ્રામ વના રણશૂરને શું
..ૂ વ્હાળૂં છે? લૂણહરામી અતી દુષ્ટ છે પણ રણમાર રજપૂતને તેના સ્વામી મ્હારાજ તરફની લૂણહરામી સારૂં નર્કની શીક્ષા સાથ મૂઆં પછે ના મસાન જલાવે કે કાળા કાગ માંસ ખાવે. આ હીન કર્મ લાયક અમો દુષ્ટ નથી. અમારી શીરોઈ અમારા સ્વદેશના શત્રુઓના સર વાહાડી આનંદમય અમારી ર.. ..ં કલહમાં અરપણ કરશે એ નીશ્ચય જાણો.

જયશિખર પંચાસર કોટ રેહી ને ભૂવડ પંચાસર બાહેર યુદ્ધ ચલાવતા બાવન દિવસો નીકલી ગયા પણ એ યુદ્ધનો છેડો લાગો નહી. ભૂવડના સેનાધીપતીએ જયશિખરના સે-નાધીપતી શુરપાલને પોતાનો કરવા માટેનો કાગલ લખ્યો તે તેણે વાંચી ધીતકારનો જ-વાબ મોકલ્યો કે "ઓ કનિષ્ટ કામ કરાવનારા માહ પાપી, ત્રૈલોકના રાજ્યની લાલચથી પણ હું મારા મહારાજ જયશિખરથી રજ આબહીન થનાર નથી. ભ્રષ્ટ, જયશિખર ને હું કેવળ એક છિયે. પરાક્રમથી તો તું ને તારો રાજા સેંકડો વર્ષ કાં ના ગૂર્જર આસપાસે રૂધિરે તૃષ થનારા વરૂ માફક ભટકતાં પણ લેશ યસ ખાતનાર નથી, પણ એક સામે દસ લાવ્યાથી ..ચ પ્રાલબ્ધ પાતાલમાં જઈ વસે કિંવા સ્તબ્ધ થઈ આકાસ ઉડે તો તે માહાલ નથી."

..ી ભૂવડ ને તેના સેનાધીપતીએ જાણ્યું કે અછા શ્રમ વના લેશ ગુર્જર હાલનાર
..ભવડનો સઘલો પ્રતાપ જોસમાં આવ્યો, તેના બલિયા સ્વભાવે યશ
એકપાસે શ્રણ જવાને નક્કી કર્યું અને હવેની દક્ષણી તૈયારી
..ા યુદ્ધોમાં જયશિખરનું નવું લશ્કર વહડાઈ કપાઈને ઘટી જઈ છેક ની-
ભૂવડને તો દનપરદન નવી નવી જવાન શૂરી દક્ષણી ફોજ ..
હતું તેથી દક્ષણી ફોજ જેટલી ને તેટલીજ રણમાં ..
..ી રીતે તકાવ કરે માટે હવે તેની ચીંતા ..
..ામાં પણ દસ ઘણો વધ..